# संयोगता हरण नाटक.

रची प्रगट कर्त्ता,

ठाकोर दोलतसिंग हरिसिंग.

बाटवा—सोरठ.

# संयोगता हरण

## नाटक ४ अंकी.



(દિલ્લીપતિ પૃથિરાજનો કનોજ પ્રસંગનો જયચંદ્રજ)

માલિની છંદ,

પરમ ધરમ ધાર્યો, હિમ્મતે આપ ધાયો;
ફરજ સફળ કાર્યો, મામલાનાં મચાયો ;
પરમ પિયલ ડાહ્યો, કીરતિમાં જે ગવાયો ;
સજલ સરસ પાયો, આપ એવા સુ રાયો.

રચી પ્રગટ કરનાર,

## ઠાકોર દોલતસિંગ હરિસિંગ.

ભાટવા—સૌરાષ્ટ્ર.




## अमदावादमां

મામની હવેલી મધ્યે યુનાઈટેડ પ્રિન્ટિંગ અને જ૦ એજન્સિ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યું.



સંવત ૧૯૪૩. ઇસ્વી સન ૧૮૮૭.




કિંમત રૂ૦-૧૨-૦.

# અર્પણપત્રિકા.

નેકનામદાર ગરીબપરવર ઠાકોરસાહેબ શ્રી

વૈરીશાલજી.

સુમરી રોહા જાગીરદાર.

સાહેબ:—

આપ કચ્છ પ્રાંતમાં મુખ્ય દરજ્જાના જાગીરદાર છો; પેસ્તર આપ કચ્છ રીજન્સી કોંસીલના મેંબર હોવાથી આપની કચ્છ પ્રાંતમાંજ નહીં, પરંતુ બહાર પણ ઘણી સારી પ્રસંશા ફેલાએલી છે; કચ્છના સરદારોમાં આપની સારી કીર્તિ પ્રસરેલી છે; આપની રૈયતની રૂડી રીતની સંભાળ રાખોછો; રાજ્યકામમાં જાતે લક્ષ આપોછો; વિદ્યા તરફ સારી પ્રીતિ ધરાવો છો; વિદ્વાનોની યથાશક્તિ કદર બુઝોછો તથા ગ્રંથકર્ત્તાને આશ્રય આપોછો; આપનો સ્વભાવ નમ્ર અને માયાળુ છે; વળી દુર્ગુણોથી દૂર રહેલા છો; આવા આપ એક કુળવંત ક્ષત્રીના ઉત્તમ ગુણોથી લોભાઈ ક્ષત્રીવટ દર્શક આ પુસ્તક આપનેજ ભેટ કરવાની મને હોંષ થતાં નમ્રતાપૂર્વક અર્પણ કરૂંછું.

હું છૌઓ,

ઇચ્છરતો ગ્રંથકર્ત્તા,

એક ક્ષત્રી,

દોલતસિંગ હરિસિંગ.

# ગ્રંથ પ્રસ્તાવના.



સકળ આર્યવૃત્તમાં પ્રખ્યાતી પામેલો અને વિક્રમના તેરમા સૈકાના મહાભારત સંગ્રામને માટે જાણીતો, થએલો એવો ચંદનો પૃથિરાજરાસો સર્વ કોઇથી અજાણ્યો નથી. મહાભારતમાં જેમ પ્રખ્યાત પ્રાચીની (ભારતવાસી વીર પુરૂષોનાં વીરત્વ વરણવ્યાં છે, ) તેમ પૃથિરાજ રાસામાં અર્વાચીન (પૃથિરાજ સમયના) રાજાઓનાં વૃત્તાંત વીરત્વ વાણીથી વરણાએલાં છે, તેથી મહાભારતની પછી ઐતિહાસિક બીના તરીકે જાણવા માટે પૃથિરાજ રાસાને એક સાધન ગણવામાં કાંઇ ખોટું નથી. તેનો જેટલો મહિમા ઉત્તર હિંદુસ્થાનમાં છે તેટલો મહિમા પશ્ચિમ હિંદુસ્થાનમાં નથી. તેમજ તે સંપૂર્ણ સંગ્રહ પણ મળવો અતી દુર્લભજ. કોઇ કોઇ બારોટો ચંદના રાસા માંહેલા છંદો બોલે છે પણ તેમની પાસે પણ તેનું પુરૂં સાધન નથી.

આર્યવૃત્તના નૃપતિઓની થોડી ઘણી હકીકતને માટે પૃથિરાજ રાસો એક ઇતિહાસિક સાગર છે. જેનો નાયક દિલ્લીનો છેલો રજપૂત રાજા પૃથિરાજ ચહુવાણ હોવાથી તેની બીના અથથી ઇતિ સુધી સમાએલી છે. દરેક નૃપતિની કારકીર્દિ જેમ જોર, જમીન અને જરના સંબંધમાં બનેલી હોય છે, તેમ પૃથિરાજનું વૃત્તાંત પણ તે વિષયનો ભોગ થઇ પડે તેમાં નવાઇ નથી. બારમા સૈકામાં જ્યારે રાજપૂતી વિનાશનું લડાઇરૂપ વાદળ ઝોકાં ખાતું હતું અને દિલ્લી, કનોજ, અજમેર અને ગુજરાતના મહાન ભૂપતિઓ સ્નેહ સંબંધ તોડી નવોઢા સ્ત્રીઓના પાણીગ્રહણ કરવા લડી મરતા હતા તેવામાં કીરમાણ અને બલ્ખબુખારાની ખીણમાં ઘડાઇ ઘુંટાઇ અહીંના મહાન ભૂપતીઓની કીર્તિ, બડાઇ અને ટેક તોડાવવા શહાબુદ્દિન સજ્જ થતો હતો. ભરતખંડના પરમ પરાક્રમીઓ પોતાના મદના આવેશમાં પોતાનો વિનાશકાળ પાસે આવતો નીરખી શક્યા નહીં અને સગા સ્નેહીઓનો સંબંધ વીસરી અન્યોઅન્ય વૈર પાથરી બેઠા. બળવાન શત્રુ પાસે છે તેના ઉપદ્રવથી બચવા તૈયારી કરવી તેઓ વીસરી ગયા. અંતે કાળરૂપ યવનેશ્વર મહમદ શાહાબુ-

દિન છેવટ કાળરૂપ થઈ પડ્યો, વહાલામાં વહાલાં અને પવિત્ર ધર્માશ્રમો વટાળ્યાં; સુશોભિત દિવ્ય મકાનો બાળ્યાં; ઉત્તમ ગણાતું સર્વકાંઈ તોડ્યું; તેવાઓની સામને દીર્ઘ દ્રષ્ટીથી અગમચેતી વાપરી નહી. શી પૃથિરાજની બહાદુરી કે તેની સહાયે ભરતખંડના નીપુણ મહારાજાઓ હોત, તો તેના જીવતા લગી પણ કદી મુસલમાનો પોતાનો દિનનો ઝુંડો રોપી શકત નહી. અને કાળાંતરમાં પણ ફેર પડી જાત. જેમ સ્વદેશાભિમાની પંજાબી અનંગપાળની સાહ્ય કોઈ ન હોવાથી પોતાનું રાજ્ય ખોઈ બેઠો તેમ તનહા સ્વદેશસેવા બજાવતાં પૃથિરાજ પણ માર્યો ગયો અને અવર ક્ષત્રીઓએ પણ એક પછી એક રાજ્ય ગુમાવ્યું. અને વિજયી રજપૂતો હાલ શૌર્ય બળ વિનાના બની એક શાણી ઇંગ્લીશ રાણીના શરણ તળે સુખ શાંતા કરેછે, કદી ન આવ્યા હોત બળિષ્ટ ઇંગ્રેજ તો શું થતું તેમનું, એ કહી શકાતું નથી. પણ હાલ અણધારેલા વિષયપર ઉતરી જે વિષયપર વિવેચન કરવા નિરધાર્યું છે તે ઉપર જવાય તો ઉત્તમ.

જે સમયમાં દિલ્લીમાં પૃથિરાજ ચહુઆણ રાજ્ય કરતો હતો તેવા વખતમાં ગંગા કીનારે કનોજ શેહેરમાં જયચંદ્ર રાઠોડ રાજ્ય કરતો હોય તે વખતમાં દિલ્લીથી અધિક સ્પર્ધા કરનાર અને વધારે કહેતાં સર્વોતકૃષ્ટ કનોજ નૃપતિ "મહારાજાધિરાજ" મનાતો હતો. સત્, ત્રેતા અને દ્વાપરયુગના મહાન રાજાઓ રાજ્યસુયજ્ઞાદિ અને અશ્વમેધાદિક બીજાં કૃત્યો કરી પ્રસિદ્ધ થતા, તેમ આ વીરપુરૂષની ઇચ્છા થએલી. પણ આ સમયમાં કાળરૂપ પૃથિરાજ તેનો પ્રતિરોધ કરનાર દિલ્લીમાં હતો તે કળીવર્જીત યજ્ઞની સામે આડો આવ્યો. તેની હાક આખા ભરતખંડમાં વિજયની સાથે વાગતી હતી. જેમ ઘણા નૃપતિઓ પાસેથી જયચંદ્ર ખંડણી લેતો તેમ પૃથિરાજ પણ સ્વ બળે કરી અવર નૃપતિઓ પાસેથી રાજખંડણી લેતો. અન્યોઅન્ય બંનો મહાનરાજાઓ ભ્રાત હોવા છતાં તેઓમાં કલહનું મૂળ બીજ રોપાયું હતું—મહાન અનંગપાળ નામે દિલ્લીપતીએ પોતાની વડીલ પુત્રીના પુત્રને વારસો ન આપતાં કનિષ્ટા પુત્રીના પુત્ર પૃથિરાજને અર્પણ કરેલો હતો તેથી, તથા કેટલાએક જયચંદ્રના લગ્ન સમારંભના સમયમાં પૃથિરાજ કન્યાઓનું વીરત્વથી હરણ કરી જતો, તેથી તેમનામાં કુસંપતાની ગાંઠ બંધાણી હતી અને એક

એકનો વિનાશ કરવાને તાકી રહ્યા હતા. જેમાં પૃથિરાજ કેટલીક ફતેહ પામી વિજયી કહેવાયો હતો. કાળને ઘેર બતાવ્યાની બરાબર જયચંદ્ર શાહાબુદ્દિનને પોતાની વતી પૃથિરાજની સામને લડવા મોકલતો પણ પરાક્રમી મહારાજા તેને નિસ્તેજ કરતો.

બંને પક્ષો સમય સુચકતાવાળા હતા પણ પ્રકાશીત મેદાન પડ્યા નહતા. અંદરખાનેથી તેઓ લડતા અને અન્યોઅન્યનો વિનાશ કરી પરસ્પરે નબળા થતા. આવા સમયમાં કનોજમાં અશ્વમેધનો સમારંભ થયો અને તેની સાથે પોતાની પ્રિય પુત્રી સંયોગતાનો સ્વયંવરમંડપ આદર્યો. ભરતખંડના ઘણા ભૂપતીઓ કન્યા વરવાની આશાએ તથા ઘણા તાબેદાર તરીકે જયચંદ્રની તેનાતમાં હાજર થયા પણ બહાદુર દિલ્લીપતી પોતાની તાતી તેગ તકાવી અલગ રહ્યો અને જાહેરાત મેદાન પડ્યો. ખોકંડની રણભૂમીમાં જયચંદ્રના સૈન્યનો પરાજય કરી તેના પ્રિય ભ્રાત બાલુકનો વધ કરી તેણે અશ્વમેધ ભંગ કર્યો અને સ્વયંવરમાં કન્યાનું હરણ કરવાનો શક જયચંદ્રના હૃદયમાં ઉતરાવ્યો. શૂરો પણ અવિચારી જયચંદ્ર ડગ્યો પણ પાછો હઠ્યો નહિ. અંતે પૃથિરાજ બળિષ્ટ લઘુ સૈન્યથી કનોજમાં આવ્યો અને કન્યાનું હરણ કરી ગયો, જેમાં હજારો પ્રાણ હત્યાઓ થઈ; રૂધીરોના પ્રવાહો ચાલ્યા અને તેમાં લાખો મુડદાઓ તણાયાં. કનોજથી દિલ્લી લગીનો રસ્તો માંસ મુડદાંઓ અને રૂધીરોથી ભરાયો અને ફાડી ખાનારાં ગીધ, સમળા, કાગડા, કૂતરાં અને સિંહ, શીઆળોથી વસ્યો. આથી પૃથિરાજને એક સ્વરૂપા સુંદરી મળી, 'પોતાનાં શૂર અને ટેકાદિક લક્ષણ તેણે દાખવ્યાં, વિજયી કહેવાઈ બળિષ્ટપણાને માટે પંકાયો; પણ વસ્તિના હિત તરફ બંને નૃપતિઓનાં લક્ષ રહ્યાં નહીં. પોતાની સરવ સમૃદ્ધિ નકામા યુદ્ધારંભના અણગમતા અવસરમાં વાવરી રાજ્યબળને વિશેષ લાભકારી ન કરી. સ્વવડે પકાશિત થયા અને ભવિષ્યના મનુષ્યોમાં તેઓ પંકાયા પણ મહાન વિક્રમ, ભોજાદિક જેવી સગુણ કીર્તિ મેળવવાને તેમણે તાક્યું નહીં. સગા સહોદરમાં સંપતાનો વાસો નહીં કરતાં બીલકુલ કુસંપતારૂપ કૂરાંકુર દેખાડ્યો. એ બાદ કરતાં જોઈએ છીએ તો આ નાટ્ય ભૂમીરૂપ

સૃષ્ટી ઉપર અનેક રાજ્યરંગ, ધર્મરંગ અને વિધવિધ રંગના ચિતાકર્ષક અને હૃદયભેદક બનાવ બની ગયા છે. મોટા મોટા ભૂપતિઓ મહાભારત સંગ્રામ લડી સદાને માટે પૃથ્વીમાં સમાઈ ગયા છે; પણ સ્વદેશ હિત ચિંતક સ્વતંત્રરૂપ વીરત્વ દાખવનાર અને મહાભારત રણજંગ રોપનાર બહાદુર પૃથિરાજ જેવા થોડાકજ માતાઓ જણશે. રણસંગ્રામનું રણશીંગુ સાંભળી પોતાની તાતી તેગ લઈ એકદમ મેદાન પડતો અને વિજય મેળવતો પરાયા રાજ્યોપર સર્વોપરી સત્તા મેળવવાને સદા ઉત્કંઠી રહેતો. તાબેદારી સ્વીકારી સેવામાં હાજર થવું તેને તે મોત સમજતો. તેથી આસપાસના મંડળીક રાજાઓ ઉપર છાપા મારી પોતાને મહારાજા કહેવડાવતો. [1]દિલ્લીમાં નાનાની ગાદીપર બેસી તેણે અધિક રાજ્ય કર્યો. હિંદુ, મુસલમાન, સરવને તાબે કરી પોતાની આણ મનાવી ચોગરદમ વિજયની હાંક વગાડી રૈયતને આબાદ કરી મહાન ગણાયો અને વિજયી કહેવાયો. હરેક કાર્યમાં વિક્રમની પેઠે આગળ પડી પાર પડતો. પરાધિન રહી મંડળીકપણામાં ખપવા કરતાં રણે ચડી મરી મુક્ત થવું, એ બહેતર સમજતો. સ્વપરાક્રમે કીર્તી મેળવવા તલખી રહેતો પણ અવરદેશના મહાન ભૂપતીઓને શરણે જઈ નીચ શ્રેષ્ટતા સંપાદન કરતો નહીં. યુધ કરી બહાદુરીનું પદ મેળવતો પણ પરરાજાઓથી ઇલકાબ મેળવી તુચ્છ પદ પ્રાપ્ત કરતો નહીં. મનરંજન કરવા આપની રાજધાનીને શણગારતો પણ અર્વાચીન સમયની પેઠે ઉપરી રાયને રીઝવવાજ વખતે બહારની શોભા બતાવવા તલખાતો નહીં. અફસોસ ! કે એવા નીપુણ રાજકર્તાઓ ! શ્રેષ્ટ ભુપતીઓ ! ! અને અજીત મહારાજાઓથી આપણા દેશની પરમ કીર્તિ ક્યારે વધે ! ક્યારે આ ઝાંખા અંધકાર દૂર થઈ પ્રકાશિત પરાક્રમીઓ પ્રગટે અને દેશની ઉન્નતી કરે ! ! ! તથાસ્તુ ! ! !

આવા એક મહાન ભૂપતીને વરી પોતાનો જન્મારો સફળ કરવા ખરી હિમતથી મેદાન પડનાર અને સ્વકાર્યસાધનામાં અનેક

---

૧ અનંગપાળના સમય સુધી ભરતખંડની રાજધાની દિલ્લી ગણાતું હતું, અને તેજ ગાદી ઉપર જ્યારે પૃથિરાજ વારસ ઠરી બેઠો ત્યારથીજ તેને મહારાજા વિરાજ કહેવડાવવાનો હક હતો. જયચંદ્રે પોતાને મહારાજાની પદવી મળે માટે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો; જે પૃથિરાજે શાસ્ત્રાનુસાર ભંગ કર્યો.

સંકટો સહન કરનાર ધીર સંયોગતાને ધન્ય છે. પ્રેમાળ દિલની ખરી સતી સંયોગતા સિવાય ભાગ્યેજ મળવાની કે જે અબળાએ પોતાના કમળરૂપ મુખમાંથી નીકળેલું વચન સત્ય કરી આપ્યું હોય. આપત્તિ કાળમાં પણ સ્વયંવરનો ખરો વેશ ભજવવામાં જેણે કશી મણાજ રાખી નહીં અને રાય રાણી તથા રાજસભાની આંખો આગળ સ્વકાર્યની પવિત્ર ફરજ અદા કરવી દુરસ્ત ધારી. ધન્ય છે એ સુંદરીને કે સ્વયંવરનો ઉપર ઉપરનો આકાર જુદો કરી બતાવવા હિંમત ચલાવી, અને નિમીત કરેલા કેહિરકંઠીરને[1] નીરાળો કરી સ્વયંવરની પવિત્ર રીત દાખવી. જેવારે સુંદરી સંયોગતા સ્વયંવર મંડપમાં પોતાના સકોમળ કરથકી એકાદા રાજકુંવરનું નશીબનું પાંદડું ખોલવા વરમાળા આરોપવાને આવી. સર્વ કોઈ દિંગ થઈ ગયા અને કયો રાજકુંવર સ્ત્રી રત્ન ધરેણું પહેરી પાવનથાય છે, તે જોવા લાગ્યા. સર્વ સ્થળે શાંતતા પ્રસરી અને ચુપાચુપ થઈ રહ્યું. બણીઠણી બેઠેલો કેહીરકંઠીર નક્કી સમજતો હતો કે આ સ્ત્રી રત્ન ખચીત મનેજ મળવાનું અને જયચંદ્ર સમજતો કે તે મારી ધારણા પ્રમાણે થવાનુંજ; પણ તે વ્યર્થ. સ્વયંવરની પવિત્ર રીત પ્રમાણે તેણે સર્વોત્તમ રાજકુંવરની પૂછા કરી. શરણાંગત આવેલા સર્વકોઈ રાજકુંવરોને તેણે તુચ્છ કર્યા; તેઓની નબળાઇ અને શકિત પર મનમાં હશીને તેમને પોતાને માટે બાતલ કર્યા. ખરી કસોટી કેમ સોનાના કસને નહીં પારખે? સ્વતંત્ર મહારાજા પૃથિરાજને વરવાનું તેણે જાહેર કર્યું અને પ્રસિદ્ધ સુવર્ણ પ્રતિમા જે પ્રત્યક્ષ પૃથિરાજની હતી તેને વરમાળા આરોપી દુદુંભી ઠોકાવ્યાં. સાબાશ! એવી નૃપત્નિઓની વીરત્વ પરીક્ષક સંયોગતાને!! અને ધન્યછે એવી દૃઢ આશાઓ ફળીભૂત

---

[1] પોતાની પુત્રીને પોતાને ત્યાં રાખી ભરતખંડના રાજાઓમાંથી કોઇને વરાવવા તેનો વિચાર હતો નહીં. પણ કેહીરકંઠીર નામના સરદારની ખ્યાતી વધારવા સારૂ અગર્યો સ્વયંવર રચી તેની સાથે સંયોગતા પરણાવવા ધારતો હતો, પણ સંયોગતાનો વિચાર સ્વયંવર મંડપમાંથી ઉત્તમ વર શોધી તે સાથે વરવાનો હતો. તેથી "જે રાજકુંવરો મારા પીતાની ધાકથી ડરી શરણ આવેલા તે મારૂં શું ભલું કરશે?" એવા વિચારથી કોઈ વિજયી મહારાજા સાથે વરવાની તેને હોંશ હતી. જેમાં સર્વ કરતાં શકિતવંત બહાદુર પૃથિરાજ જણાયો. પણ તે પોતાની ટેક સમાલવા સ્વયંવરમાં આવેલો નહીં તેથી તેની સુવર્ણની પ્રતીમા બનાવી દ્વારપાળની જગ્યાએ ગોઠવેલ તેને સંયોગતાએ વરમાળા આરોપી.

કરનારે નીડર પતીવ્રતાઓને. આખરે તે જાપતામાં પડી પણ અં-તે ફતેહ પામી. સત્ય આખરે કેમ નહિ તરે? શુ તેણે સ્વયંવરની રીત ગેરઆજબીપણે અમલમાં આણી હતી? કે શું તેણે એક મ-નથી અવરે નૃપતિને ધારી કોઈ અવર ઉપર દ્રષ્ટી કરી હતી? નહિ નહિ, તેણેતો જે ધાર્યું તેજ કર્યું. ત્યારે કહો તે કેમ પછાત પડે ને હારે! જયચંદ્રે સ્વયંવર મંડપ આદરેલો અને વરાવવા માટે તો એક અમુકનેજ નીમી રાખેલો ત્યારે તે સ્વયંવર કેમ કહેવાય? અને સત્ય રીતે તેની ધારણા પ્રમાણે તે પાર પણ કેમજ પડે? નજ પડે. એતો આખર "સત્ય તણો જય નાદ"

અવની તળ ઉપર એકે અબળાઓ એવી નહિ અવતરેલી હોય જે અંકુશ વીણ વડીલોની આજ્ઞા પાળવાને બંતીલી બની હોય ત્યારે સંયોગતા તે પીતાનું કેવી રીતે માને? એ આરોપ સંયો-ગતા પર મુકીએ પણ સ્વયંવરના રીવાજ પ્રમાણે શ્રેષ્ઠ નૃપતિને પામી હમેશ સુખવિલાસમાં નિમગ્ન રહેવું તેતો તેનો ધર્મજ હતો. એ-ટલે પોતાનાહિત તરફ કેમજ લક્ષ ન આપે? જે પોતાનું હિત કર-વા શક્તિવંત હોય નહિ તે પારકાનું હિત્ત શું કરી શકનાર છે? વિશેષ વળી પૃથિરાજ પર પ્રથમથીજ મોહેલી એટલે પોતાના લાભ તરફ-થી વળી એક હલકા દરજ્જાના સરદારને કેમજ વરે? જો તે પો-તાની સમર્તી પ્રમાણે ન વર્તે તો તેથી તેને પોતાના ધાર્યા જેટલો શુભ લાભ ન મળે. ગમે તેવો પણ કેહીરકંઠીર એક સરદાર અને તેની આજીવીકા એક નોકરી ઉપર. ગમેતો તે મહારાજાનો જમાઈ થતો તો પણ શું થતું? રાજદ્વારી મામલાઓમાં ખટપટી દોરી ઉપર સરદારોનાં સુખ દુઃખ રહ્યાં છે. કેમકે જે સરદાર પર મહારાજાની અધિક કૃપાદ્રષ્ટી હોય તે સરદાર વધારે શ્રેષ્ટ ગણાય અને તેના ધાર્યા પ્રમાણે સર્વ બને ત્યારે તે પોતાના વિરૂદ્ધ પક્ષ વાળાનો વિનાશ કરવાનું કેમજ ચૂકે. જેમ કયમાશ તથા ચામુંડ રાયની ચડતી સ્થી-તિથી અદેખા સરદારો અતડાઈ રહેતા હતા અને તેનો વિનાશ કરવા તાકી રહેલા હતા, તે જ્યારે કાંઈ છિદ્ર દેખે ત્યારે રાયના કાન ભંભેરવાને કેમજ ભુલે. આખરે ચામુંડરાયને કેદ કરાવ્યો અને કય-

માશ રૂપ રાજસ્થંભ મરાયો ત્યારેજ ચેનમાં પડ્યા. માટે એ વિચારથી પણ સંયોગતા એક સરદારને પસંદ ન કરે તેમાં નવાઈ નથી. પોતાનું હિત સાધવા સંયોગતાએ માતા પીતાના પ્રેમને ઢાંકી સ્વ કાર્યમાં તલ્લીન રહી તેથી "દુહિતા[1] ભલી ન એક" એ બોલવાનો જયચંદ્રને વગત આપ્યો. પણ સંયોગતાનો સ્વાર્થ સેમાં હતો? સ્વયંવર વરી શ્રેષ્ઠ વર મેળવવાને માટે તેણે તે કામ ફળીભૂત કર્યું.

આવા એક ઉત્તમ વિષય ઉપર મારી કલમ ચલાવી પૃથિરાજ સમયનો યુદ્ધરંગ તથા યુવાન સંયોગતાના સ્વયંવરનો ચીતાર નાટક રૂપે ચીતરી સ્વદેશીજનો સમક્ષ ધરવા સાહસ કર્યું. મારી અલ્પમતી પ્રમાણે પ્રસંગોપાત આગળના જમાનામાં રાજસભામાં બે મહાન નૃપતિઓ મળવાથી થતા ઉત્પાત તથા તેમાં બચાવને માટે કેવું જોખમ ખેંચવું પડતું? તથા ગુપ્ત વેશે દુશ્મનને ત્યાંથી ખરી જાસુસી મેળવવા પોતે કેવી હિમ્મત ધરતા હતા? વીગેરે વીગેરે જણાવી આગળના સમયનું કાંઈક ભાન અહિં લાવવા પ્રયત્ન કર્યો છે. સિવાય સર્વ શક્તિવાન ઈશ્વર તરણનો મેરૂ અને રજનો ગજ કરવા કેવો શક્તિવંત છે તેનો અદ્‌ભૂત દાખલો આ નાટક પૂરો પાડે છે. મહા સમર્થ અને જેની તુલના ભરતખંડમાં કોઈ ન કરી શકે તેવા જયચંદ્રની સામને પૃથિરાજ ફતેહ કરી ગયો એ ખરેખર હિમ્મતવાન, સ્વદેશાભિમાની અને દેશ દાઝત્ત પુરૂષને સ્વતંત્રતાઇ રૂપ શણગાર ધારણ કરાવનાર દાખલો છે. "દુહીતા ભલી ન એક" એ વિષયને પણ સંયોગતાના ચરિત્ર પરથી ટેકો મળે છે. દાસી તથા દુતીઓ પોતાની ચાતુર્યતાથી કેવા મનહરણ કરી સર્વસ્વ જાણી જાય છે તેને પ્રભાવતીના દાખલાથી પુષ્ટી મળે છે. સ્ત્રી ચરીત્રનો ચીતાર આપવામાં પણ આ નાટક પછાત પડેલું નથી. કારણ કુર્ણાટકીએ સ્ત્રી ચરીત્ર રચી પૃથિરાજને કેવો ઉગારી લીધો! અને વિશેષ "જોરૂ, જમીન ને જર, એ ત્રણે કજીયાનાં ઘર" તેમાં એક સ્ત્રી વરવાને માટે કેટલાં મહાભારત સંગ્રામ થયાં? વિગેરે વિગેરે આ નાટક જણાવી આપે છે. એમ મારા મુખથીજ મારા પુસ્તકના વખાણ

1 ચલનો ભલો ન કોસકો, દુહિતા ભલી ન એક;
મંગનો ભલો ન બાપકો, જો પ્રભુ રાખે ટેક.

કરવા એ વ્યાજબી કહેવાય નહીં. વર્તમાન કાળના વર્તાતા વલણ પ્રમાણે હાલમાં નાટક વિષય ઘણોજ ઉતરી ગયો છે અને તેથી વિદ્વાનોના મત તે તરફ સારા નથી છતાં મેં સાહસ વાપરી આ કામ માથે લીધું અને તે તરફ કાંઇજ ધ્યાન ન આપતાં જેમ બને તેમ પુસ્તક સુંદર તથા રસિક કરવા કાળજી રાખી છે. પ્રથમ આ નાટક ફક્ત ઓપેરા રૂપ રચ્યું હતું અને તે પ્રસિદ્ધ કરવા જાહેરખબર પણ કહાઢી; પણ તેતો "ફક્તરાગ જાણનારાઓજ વાંચી શકે અને અવર પુરૂષો તેનો સંપૂર્ણ લાભ લઇ શકે નહીં, તેમ ગદ્યનો ઉભરો હોય તે પદ્યમાં પૂરો પાડવો પણ કઠણ" એવી સુચના એક વિદ્વાન સજ્જન તરફથી થતાં તે ફેરવવું દુરસ્ત ધાર્યું અને તેમાંનાં સઘળાં ગાયન રાખી ગદ્યનો વધારો કર્યો તેથી ધાર્યા કરતાં કદ અને પ્રસિદ્ધ થવાના કાળમાં ઘણો વધારો થયો છે. તો પણ પ્રથમથી સજ્જન પુરૂષોએ બતાવેલી દીલોજાનીની મદદને શરણ રહી કીંમતમાં કાંઇ વધારો કર્યો નથી. પુસ્તક મોડું બહાર પડ્યું તે બાબત મિત્રો ક્ષમાદ્રષ્ટી રાખશે.

આ આમૂખ સમાપ્ત કરતી વખત મારે કહેવું જોઇએ કે આ બિના મૂળે સરસ ધડો લેવા લાયક છે તે પ્રમાણે નાટક બન્યું નહીં હોય. ખરેખર માણસ ભૂલ ભરેલું તો છેજ અને વળી અલ્પજ્ઞાનવાળાથી તો તેમાં વિશેષ ભૂલો થાયજ એ સ્વાભાવિક છે, તો પણ આ મારો પેહેલ વેહેલાનો ઉગતો આયાશ જાણી સજ્જનો ક્ષમાની નજરથી જોઇ સાર સાર ગ્રહણ કરશે. જો આ આવૃત્તિને સ્વદેશીઓ તરફથી યોગ્ય આશ્રય મળ્યો અને બીજી આવૃત્તિ બહાર પાડવાનો સમય આવ્યો તો તેમાં અધિક વધારો અને યોગ્ય ફેરફાર કરી અધિક રસિક વિષય બનાવવા શક્તિવંત બનીશ.

આ નાટક છપાવી બહાર પાડવામાં રા. રા. મેહેરબાન પતજીભાઇ નથુભાઇ સુમરી રોહા કારભારી સાહેબે જે અમુલ્ય મદદ અપાવીછે તેનો આભાર માનવા આ ગ્રંથ બખનાર ખરી તક લેછે.!!!

ગ્રંથકર્ત્તા.





# સંયોગતા હરણ

નાટક પ્રારંભ.

# નાટકપાત્રો.

જયચંદ્ર... ... ...કનોજનો મહારાજા. સંયોગતાનો પીતા.
બાલુકરાય ... ...જયચંદ્રનો લઘુ ભ્રાત.
જુન્હાઈ ... ...જયચંદ્રની અર્ધાંગના, સંયોગતાની માતા.
સંયોગતા ... ...જયચંદ્રની પુત્રી, પૃથિરાજની થનાર પ્રિયા.
સુમતિ .. ... ...જયચંદ્રનો પ્રધાન.
પ્રભાવતી ... ...રાણી જુન્હાઈની દાસી.
શુરસેન... ... ...સિપાઈ.
શાહાબુદિન. .. ...ગીજનીનો સુલતાન ગોરી.

સિવાય સેનાપતીજી, શાસ્ત્રીજી, અનુચર, ચોપદાર, દાસી, કોટવાળ અને સૈન્ય વિગેરેવિગેરે.

પૃથિરાજ ... ...દિલ્હીનો મહારાજા, સંયોગતાનો પ્રાણ જીવન.
કયમાશ ... ...પૃથિરાજનો શાળો તથા પ્રધાન.
ચામુંડરાય ... ...પૃથિરાજનો સાળો તથા સેનાપતી.
કન્હ... ... ...પૃથિરાજનો કાકો.
ચંદપુંડિર, ગોવિંદરાય ...લશ્કરી મહાન સરદાર.
ચંદ ... ... ...બારોટ, રાજકવી.
કર્ણાટકી ... ...પૃથિરાજની માસવાન. પછીથી સંયોગતાની સખી.

સિવાય ચોપદાર, કાસદ, દાસી, અનુચર, રૂશી, વિદુષક વીગેરે.

સ્થળ.

ભિન્ન ભિન્ન સમયનાં ભિન્ન ભિન્ન સ્થાન.

---

# સંયોગતા હરણ.

## નાટક ૪ અંકી.

## આમૂખ.

### નાન્દી.

સુત્રધાર— શાર્દુલ વીક્રિડિત.

કીધી શી રચના હરી જગમહીં, બ્રહ્માંડ માંડી કરી;
કીધાં સાગર ઝાડ પર્વત ઘણાં, પ્રાણી સુ સ્થાપી કરી;
સૃષ્ટીના સૃજનાર હે સુખકરા, નામી કરી તુજને;
માગુછું સુસહાય આ અવસરે, આપો પ્રભુ તે મને.

**વિદુશક**—(પ્રવેશ કરીને) બોલ તારે શાની જરૂરછે? આવા વિકટ અરણ્યમાં કેમ બેઠોછે? અને શું માંગેછે?

**સુત્રધાર**—અરે! આ શો આશ્ચર્યજનક દેખાવ!! પ્રાર્થનાના પ્રભાવમાં પડેલાને વિધ્નિક મનુષ્યની પ્રાપ્તી!!!

**વિદુષક**—અરે આપતી આપતી શું બોલછે, કહેને કે આપતો, એટલે જે માગે તે હું આપું.

**સુત્રધાર**—અરે તું કોણ છે અને શું આપેછે?

**વિદુશક**—તુ જે માગે તે આપું. બોલ તારે શું જોઇએ છીએ?

**સુત્રધાર**—અરે તુ શું આપીશ. આપનારનાં લક્ષણ આવાં હોય? પૂરી કંથા પણ નથી.ઘરે તો ચાર ખુણે ચાર એકાદશી અને વચમાં જનમાષ્ટમીનો વાસો હશે.

**વિદુશક**—તારે લક્ષણની અને બીજી શી પંચાત. પ્રાર્થના કરી માગવાની વૃત્તિએ બબડતો તો બહુ હતો. તારે લક્ષણ પૂછવાની ઇચ્છા હોય તો કહે કે તું કોણ છો?

**સુત્રધાર**—હું કોણછું-હું સુત્રધાર છું.

**વિદુશક**—સાબાશ મિત્ર, સાબાશ! કાંઇજ મૂર્ખાઇ! કાંઇજ નહીં. આતો પાણીની ધાર નહિ, તેમ તેલની ધાર પણ નહિ; ઘી દુધ શું, પણ પ્રવાહી પદાર્થની ધાર પણ નહિ આતો આશ્ચર્ય!

જડ પદાર્થ સુત્રની ધાર ! છીટ, છીટ, તારાં કર્મ પણ તેવાંજ હશે તો. એતો હશે, પણ તારો ધંધો શો.?

**સુત્રધાર**—દેશની ઉન્નતી. કારણ, પ્રાચીન અને અર્વાચીન સુકૃત નાટક વિદ્વજનો સમક્ષ ધરવાં અને સુમતિ પ્રવરતાવવી.

**વિદુશક**—જો તુજ સરખાથી દેશની ઉન્નતી થતી હોય તો શું જોઇએ. કેમકે તારાથી શ્રવણ કરેલું મહાન ગણાતા વિદ્વાનો પણ એક કાનેથી કહાડી નાંખે છે. એતો જાહેરાંત બહાર પડવા તરત વર્તમાન કાળના વર્તાતા વલણ તરફ જુજ લક્ષ આપેછે, બાકી સર્વ ફોક. શું તારાથી પણ પુનર્લગ્ન થયુંછે? બાળલગ્ન બંધ કર્યુંછે? હશે કદાપી કેટલાક આધારે એ ન થયું તો શું પ્રાચીન સમયમાં સર્વોત્તમતાએ પહોંચેલો સ્વયંવર મંડપનો રીવાજ ચાલુ કર્યોછે? આ સુધારાનો સાથી હોતો શું સુધારા વાળાજ તેને અંતકરણથી ચહાય છે? બલકે એમના ઉત્તર તો નાજ. પણ તારૂં બાવ થકી એ વિષેનું ભાષણ પણ સુણતા નથી. વળી તુંમાં પણ "યથા નામઃ તથા ગુણઃ" નથી. તુ બોલેછે તે પણ ક્યાં સત્ય કરી આપે છે. ત્યારે તારા શ્રોતાઓ શું કરી શકે. ?

**સુત્રધાર**—(સ્વગત) બડો કોઈ વિદ્વાન દીસે છે. ત્યારે મહાપુરૂષ મારે શું સત્ય કરી આપવું જોઇએ?

**વિદુશક**—પ્રથમ તો તું નાકટોછો એટલે નાકજ ક્યાં કાપેલું છે. જ્યારે તારે સર્વસ્વ ખોટું ત્યારે તારૂં ભાષણ પણ તેવુંજ. અંદરખાનેથી તુ અવર તુલ્ય.

**સુત્રધાર**—નહીં મહરરાજ હું નાકટો નથી, પણ નાટકકાર એટલે નાટક કરી બતાવનાર સુધારાનો સાથી છું.

**વિદુશક**—ખરે તું નાટક ભજવી બતાવી સુધારો સ્થાપનારમાં અગ્રેસર હો, તો પંડે તુ એવી રીતે વર્તિ શક્યોછું? શું તેં સ્વયંવર મંડપમાંથી કન્યા મેળવી યા આપીછે? તું સ્વયંવીચારનો પણ નહીં હો.

**સુત્રધાર**—નાના તેમતો નથી થયું. એમ કરવાથી જાતભાઇઓનો પ્રતીરોધ ખરો કે ના.

વિદુશક—ત્યારે કહેવા કરતાં કરી બતાવવું મુશકેલ. ભુલ કાઢવી ભંગીયાને પણ આવડે. હરેક કાંઈ આદરવામાં અણધારી અડચણો પડે છે, પણ ધીરવીર તે પાર પાડેજ અને અન્ય તેમનો એદ કરેજ માટે તારે કહેવા કરતાં કરી બતાવવું હોય તો તારા જમાતની સંમતીને સામેલ કર. તેમને ગળે આવાં સુકત ઉતારે અને સુંધારામાં તેજી થા. જો તારા નાતીલા મળ્યા ને આદરેલું ઉપાડયું તો પાર પડયા જાણવા. પણ મારા સાંભળવામાં આવેલું છે તે ખરૂં કે ?

સુત્રધાર—શું ! ?

વિદુશક—તારા સાથીઓ તારા મતને અનુસરી રહેછે, પણ સમય આવે સટકી જાયછે, ખરા કે ?

સુત્રધાર—ખરેખર ઘણી વાર.

વિદુશક—ત્યારે એવા વેશ પાલટુથી કશું થવાનું નથી. "બહારકી તો અચ્છી બની, ભીતરકી તો રામ જાને" ત્યારે હશે, તે વાત પડતી મૂક, અને કહે કે તું મૂળમાં માંગનાર શું હતો ?

સુત્રધાર—ત્યારે આપ મને ખરી સહાય આપશો ?

વિદુશક—બેશક ! બંદો સહાય આપવા શક્તિવંત છે.

સુત્રધાર—પણ કહેવા કરતાં કરી બતાવશો?

વિદુશક—હોવે, હું તારા સાથીઓ અને વેશધારૂ સુધારકો સરખો નથી તો. બરાબર કરી બતાવું તેવો છું.

સુત્રધાર—પણ આપ જો તીખા બની જાઓ તો મુશકેલી. કારણ આપની લાલ આંખ સંકટ આપવાની નિશાની આપે છે.

વિદુશક—નહિ, નહિ, એતો તારા સાથીઓના કર્તવ્ય પર ક્રોધાયમાન થએલો એટલે. પણ તને તો . અંતઃકરણથી સહાય આપવા મેદાન પડેલો છું માટે બોલ કે કેમાં સહાય જોઇએ?

સુત્રધાર—ત્યારે એક વખત તો મને તમારૂં નામ દો.

વિદુશક—(ખીસા તપાસે છે.)

સુત્રધાર—શું સોધોછો? કાંઈ વીસરી ગયા શું.

વિદુશક—તારી પવિત્ર પ્રાર્થનાથી સહાય તો આપ્યો પણ નામ લાવતાં વીસરી ગયો.

**સુત્રધાર**—અરે નામ તે વીસરાતુ હશે! આપ તો વિદ્વાનછો ને ભલા.

**વિદુશક**—અરે તું ચુ-કે-છે. મને અસરાફને ભલો કહેછે. નહિ, નહિ, મને અસરાફને ભલો નહિ કહેવો.

**સુત્રધાર**—વાહ! સહાયક તો સારા. આપની હાંસિક વિદ્વતા-ઇથી જણાયછે કે આપ આનંદી છો. પણ તમારૂં નામ કહો.

**વિદુશક**—(પોતાનો કાન પકડી) હવે સમજ્યો, સમજ્યો ત્યા-રે એમ કહેને કે આપ કેવી રીતે ઓળખાઓછો? (સુત્રધારનો કાન પકડીને) હવે સમજ્યો કે? નામ તે વળી હાથેવતી દેવાય.?

**સુત્રધાર**—ઠીક હવે સમજ્યો. ત્યારે બોલો જોઇએ આપ કેવી રીતે ઓળખાઓ? જ્યારે આપનો કોઇને ખપ પડે ત્યારે આપને કેવી રીતે બોલાવે?

**વિદુશક**—ઓળખવાનાં એવાં ચિન્હ તો અનેક. કસ્તુરી જેમ સુગંધ પરથી ઓળખાયછે તેમ હું હાસ્યવક્તા હોવાથી લોકોમાં વૈહાસિક કહેવાઊંછું; ઉભય પક્ષમાં રંગ મચાવું તેથી રંગલો કહેવાઊં ઉડબંગ લોકોની ગમત વખતે ડાગલો કહેવાઊં. અને મૂર્ખ લોકોમાં મને જંગલી કહેછે. સિવાય પણ ઘણી રીતે ઓખળાઊં છું.

**સુત્રધાર**—પણ સાધારણ રીતે આપ કેવી રીતે ઓળખા-ઓ છો.

**વિદુશક**—મારૂં વિખ્યાત નામ વિદુશક છે.

**સુત્રધાર**—ત્યારે મિત્ર વિદુશક! તમે મને સહાય કરશો કે?

**વિદુશક**—ઘણી ખુશીની સાથે. પણ તે સેમાં?

**સુત્રધાર**—પ્રથમ કહેવા કરતાં તમારી પરીક્ષા કરવી એ પ-રીક્ષકનું કામ છે.

**વિદુશક**—બોલ ત્યારે તારે શાની પરીક્ષા કરવીછે? જો-હું બાધીકરણ શીખ્યોછું; પાડા પંચોતરી પઢ્યો છું, અઢારે પુરાણના કુચા કરી નાખ્યા છે; ચૌદ વિદ્યા કચરઘાણ છું; બુદ્ધિ ભ્રષ્ટ થયો છું; અક્કલની કઢી કરીનાંખી છે; ચૌદ કલમોની તો ટાંકી તોડી છે. સિધાંત કૌમુદીના અર્ધ પાનાં આમ અને અર્ધ પાના આમ નાંખી

સોંસરવો સટ ગયો છું; બેસતાં તો ગીરવાણની ધારા વહેછે. અને વધુ કહેતો હોતો વળી મારી સ્ત્રી પાસેથી સ્ત્રી ચરીત્ર પણ શીખ્યો છું, સિવાય શું શું શીખેલોછું તેતો મારાં નામ ઉપરથી જાણતો હશ. બોલ એમાં તારે શું પૂછવુંછે? પૂછ.

**સુત્રધાર**—ના વિદુશક ખરો રંગ મચાવ્યો હો, મારે કાંઈ પરીક્ષા નથી લેવી, હુંતો પૂછુંછું કે તમે પરણ્યા કેવી રીતે?

**વિદુશક**—સ્વયંવરમાં સ્થંભ બન્યો ને સ્ત્રીને ગમ્યો.

**સુત્રધાર**—વાહવા! મારો પણ એજ વિશય છે. તેમાં તમે સહાય કરશો! કાં કે!!

**વિદુશક**—ખુશીથી. પણ તેનો સારાંશ સમજ્યા સિવાય હું કેવી રીતે સહાય આપીશ. માટે તેમના નાયક, નાયીકા, ઉપનાયક, ઉપનાયીકા વીગેરેનાં કર્મ તો બતાવવાં જોઇએ.

**સુત્રધાર**—સાંભળ વધારે લંબાણ કરી શ્રોતાજનો આગળ વાત ખેંચાવવા ધારતો નથી. તો પણ સારાંશ આ પ્રમાણે છે:—

કનોજ નૃપતિ અને દિલ્લીપતીનો દ્વેષભાવ, તેનું કારણ તથા તેમાંથી ફળપ્રાપ્તી, "દુહીતા ભલી ન એક" તે ઉપર અસરકારક વિવેચન, પતી પ્રેમનો અદ્ભુત ચીતાર, દાસીની ચાતુરી અને પાસવાનનાં કર્મો, આગળના વખતમાં બે નૃપતિઓ મળવાથી ઉપજતા ઉત્પાત, અને થતી હજારો જાતની ખુઆરી. "જોરૂ, જમીન ને જર, એ ત્રણ કજીઆનાં ઘર" તે પ્રમાણે સંયોગતા સ્વયંવરનું મહા ભારત મંડાણ શૃંગાર રસથી વર્ણવી વીર પુરૂષોનાં વીરત્વ બતાવવાં એ મારો ઉદ્દેશ છે.

**વિદુશક**—બસ. બસ. એટલા ઈસારા પર તો હું આખી ઇમારત બાંધીને પાડી પણ નાંખુ તેવો છું. ભાવાર્થ તો એટલો કે કનોજપતી જયચંદ્રના અશ્વમેધનો ભંગ ને સ્વયંવરમાં સંયોગતાનું હરણ. કે તે સિવાય કાંઈ.

**સુત્રધાર**—શુરવીર ક્ષત્રીઓની અડગ ટેક અને અનોપમ ધડો લેવા લાયક વિષય છે. ચાલો પાત્રો જઈ તૈયાર કરો એટલે ઈશ્વર સ્તુતી કરી કામ નિર્વિઘ્ને પાર ઉતારીએ.

વિદુશક—બહુ સારૂ. હાલને હાલ તૈયાર. જેમાં કાંઇપણ વારજ નહિ. (જાયછે અને પડદો ખુલેછે. સર્વ પાત્રો હાજર હોયછે).

સર્વે મળી ઇશ્વર સ્તુતી કરેછે.

**લાવણી.**

બારા જોરી ના મીલી સખીરે.—એ રાગ.

સકળ કળા સજનાર જગતના, હે સૃષ્ટી શાંતી દાતા;
વંદન કરીએ વિશ્વ પતિ, શુભ કાર્ય થવાને સિદ્ધ ત્રાતા. ટેક.
વિઘ્ન હરણ શાક્ષાત સદાશીવ, હર્ષિત હૃદયે હર્ષ ધરો;
તન મન શ્રમથી કાર્ય આ સરવા, મનવાંચ્છિત આશા પૂરો.
કૃપા કરો હંમેશ વીશ્વંભર, દીગંબર કૃપા પારા;
શરણ ચરણ તુજ ગ્રહીને વદીએ, સરસે અર્થો સૌ સારા.
અલ્પ મતિ રતિ કાંઈ મળે નવ, સતીત્વ સારૂં દે સરવા;
ગરવા ગુંથું ગ્રંથ ગોઠવી, ચરણ મહિ તારા ધરવા.
બુદ્ધિ શાળક પાળક તું છો, ટાળક તાપ તનુજ તણા;
કાલું ઘેલું એવું વદવું, અલ્પ મતિમાં અલ્પ મણા.
મહા ભારત મહા કાર્ય ઉઠાવ્યું, મહા મંગળ પદ મેળવવા;
વંદન વંદન વંદન કરીએ, કાર્ય સંધુ સારૂં સરવા.
પરાક્રમી પૃથિરાજ પૃથ્વિ પર, મહાન ગણાયો જયકારી;
વર્ણન તેનું આજ આદર્યું, પાર પાડજે શુભકારી.
બનો નૃપતિ ભરતખંડના, સરસ પૃથુથી પરાક્રમી;
સ્વતંત્ર સરખાં માન મેળવે, સુખ શાંતાની નહીં કમી.
અડગ ટેક ને પરમ પરાક્રમી, અજીત રાજા જયકારી;
દેશ ઉન્નતિ હિત ચિંતકતા, આપો ગુણ એ ગુણકારી.
આર્ય તનુજો, શ્રોતા સક્ષો, બનાવ એવા સુખકારી;
દેશ દીનતા થકી ડોલતો, ગતી સુધારે વિસ્તારી.
શાષ્ટાંગે સુ પ્રણામ કરી, કહી અંતઃકરણથી જે વાણી;
સફળ કરીદે સત્વર ઇશ્વર, દોલત અવિચળ કર વાણી.

પડદો પડેછે.



ગદ્યપદ્યાત્મક.

# સંયોગતાહરણ.

નાટક ૪ અંકી.



## अंक १ लो.

### પ્રવેશ ૧ લો.

સ્થળ કનોજનું દીવાનખાનું.

જયચંદ્ર, પ્રધાન, સેનાપતી, રાજશાસ્ત્રી વીગેરે રાજમંડળ.

જયચંદ્ર—પ્રધાનજી, આપે મારા સરવ રાજ્યમાં કેવી તરેહથી બંદોબસ્ત રાખ્યોછે? રૈયતમાં બેદીલી તો નથી? અમલદારો જુલમ કરી વસ્તિ પાસેથી દસ્તુરાઈ કરતાં અધિક કર તો નથી લેતા? સરવ કોઈનું રક્ષણ સારી રીતે થાયછે કે કેમ? કેમકે રાજનીતિ શાસ્ત્રમાં કહ્યુંછે કેઃ—

क्षत्रीयस्यपरोधर्मः प्रजानामेवपालनं ॥
निर्दिष्टफलभोक्ताहि राजाधर्मेणयुज्यते ॥ १॥
मोहाद्राजास्वराष्ट्रंयः कर्षयत्यनवेक्षया ॥
सोऽचिराद्भ्रश्यतेराज्या ज्जीविताच्चसबांधवः॥२॥

અર્થઃ—પ્રજાનું પાલન કરવું એ ક્ષત્રીનો મુખ્ય ધર્મ છે. તેમાં વળી જે રાજા કર લેછે તેતો પ્રજાનું પાલન કરવા બંધાએલોજ છે ॥૧॥ જે રાજા મોહથી (પોતાના અજ્ઞાનથી) પોતે જોયા વિના પોતાના રાજમાં (પ્રજાને) પીડા કરેછે, તે રાજા (પ્રકૃતિ એટલે પ્રજા આદિના કોપથી) તાત્કાલ રાજ્યથી ભ્રષ્ટ થઈ પોતાના કુટુંબ સહિત સમૂલો નાશ પામેછે. ॥૨॥

**સુમતિ**—મહારાજ, આપના રાજ્યનો બંદોબસ્ત બહુ અચ્છી રીતે રાખેલો છે. વસ્તિ સંપ જંપથી અહરનીશ સ્વકાર્યમાં તલ્લિન રહેછે. સુખ શાંતાથી દેવ પુજન વિગેરે ધર્મવિધિ કાર્યમાં નિમગ્ન છે. શાસ્ત્રાનુસાર તેમની પાસેથી હરેક દશાંશ લેવામાં આવે છે. વસ્તિ ઉપર કશી તરેહનો જુલમ જાસ્તી કરવામાં આવતો નથી. અને સરવ કોઇનું એવી ચોકશાઈથી રક્ષણ કરવામાં આવેછે કે દ્વારને તાળુ વાસવાની પણ અગત્ય રહેતી નથી. ન્યાયશાસ્ત્ર પ્રમાણે ન્યાય ચાલી આપનું ધર્મરાજ્ય સર્વકોઈ સ્થળે પ્રકાશી રહ્યુંછે. દેશમાં સંપ, જંપ હોઈ કોઈ મનુષ્ય દુખિત નથી. અર્થાત આપની સઘળી વસ્તિ આબાદ હોઈ આપને અહોનીશ આશિષ આપેછે.

**જયચંદ્ર**—સેનાપતીજી, આપણા સૈન્યની અંદર ગેર બંદોબસ્ત હોઈ બહાદુર સિપાઇઓનાં દિલ દુભાતાં તો નથી. ? ધનુર્વિદ્યા આદિના ખડ્ગ, ભાલા, ગદા, ચક્ર, શંખ, ધનુષ્ય, બાણ, ભુશુંડી (બંદુક) પરીઘ, વજ્ર, શક્તિ, દંડ, પાશ, શાંગ, તરવાર, ફરશી, ભિંદિયાલ (ગોફણ) પટ્ટિશ, મુશળ, કટાર, બરછી, ગુપ્તી, ઢાલ, ભાથા અને કવચ વિગેરેની તો સઘળી રીતે સાવચેતી રાખવામાં આવે છે કે નહિ? જંજાળ, નાળ, તોપ તથા અગ્નિ બાણના સાધનરૂપ દારૂ ગોળાનો સંગ્રહ સંપૂર્ણ રીતે કરવામાં આવ્યોછે કે કેમ? હર કોઈ શત્રુને જેર કરવામાં આપણું લશ્કર પછાત તો નથી પડતુ? હે સત્યવક્તા સેનાપતી, જેવી બીના હોય તેવી સત્વર વિદિત કરો.

**સેનાપતી**—મહારાજ, સૈન્ય સાજની સઘળી રચના આપના પ્રતાપથી સંતોષકારક છે. આપના અડ્ગ અને અનમી એંસી લાખના કેશરી લશ્કરની આગળ કયો દુષ્ટ નૃપત્તિ પોતાનો પ્રાણ ખોવા જોખમમાં પડશે. લંકાથી હિમાચળ પર્યંત અને માગધથી ગાન્ધાર સુધી આપની આણ પ્રવર્તે છે. સિવાય *તિર્હુત આદિ સકળ હીંદ આપનાજ સ્વાધીનમાં છે. સત્યયુગ, દ્વાપરયુગ અને ત્રેતાયુગના હરકોઈ પ્રસિદ્ધ રાજ્યકર્તા કરતાં આપનો મરતબો ઉતરે તેવો નથી.

* ટિબેટ.

આપનો એક પણ યુદ્ધો એવો નથી જે રણભુમીમાં પોતાની કીર્તિ પલાયન કરતી મૂકે. આપના પરાક્રમી સૈન્યે ગોરી અને ગુર્જરનાં ગાત્રને ગાળી નાંખ્યાં છે. મોટા મોટા મહિપતીઓને માનહિણ કર્યા છે. આપ ભારત જેવા ભારત ભૂમિમાં રામરાજ્ય સમાન રાજ્યમાં બીરાજી અધિક જયતાને પામો છો.

**સુમતી**—સકળ ગુણ સંપન્ન મહારાજા ધિરાજ આર્યવૃત ભુમિ હાલ આપનાજ છત્ર તળે સ્થાપિત થએલી છે.

**જયચંદ્ર**—અને પ્રિય પ્રધાનજી, એથી હું ઘણોજ હર્ષિત થયો છું. મારા રાજ્યની મેં કેવી સ્થીતિ જોઈ તે સાંભળોઃ—

## ભોપાલી કલ્યાણ.

(શ્રી જગત્પતી, પ્રભુ આપ સુ મતી).—એ રાગ.

શુણ મંત્રી સુમતિ, ધરી કહું ખરી મતિ.
વાહ! રાજ વાહ! સર્વ શ્રેષ્ટ મુજ રતિ; ટેક.
રાજ કાજ મુજ તાજ સરવેનો શિર તાજ,
કનોજ નૃપતિ જયચંદ્ર હું મહારાજ. શુણ૦
દુર્ગ ક્ષેત્ર શેહેર નેહેર કિલ્લા દોઢી જેહ,
સરવે પ્રબલ દ્રઢ હઠે નહિ તેહ. શુણ૦
એશી લાખ મહા અતુલ, દળ કટક દમગાણ,
ભારત ભૂમીમાં મારી ચારે મેર આણ. શુણ૦
દેશ દેશના નરેશ હમેશ નમેજ;
ખંડણી પ્રીત ચિત ચુંકથી ભરેજ. શુણ૦
રણધીર વીર શૂરવીર સરદાર,
નીમક હલાલ નેક કામ કરનાર. શુણ૦
સુલતાન સૂર પૂરવાન એ સમેત,
જુગલ જોડીને હાથ મુજને નમેલ. શુણ૦
એવો અધિરાજા મહારાજા હું કહેવાઊં,
શ્રેષ્ટતા ગ્રહી સર્વથી જેષ્ટતા કહેવાઊં. શુણ૦

શાસ્ત્રીજી, જ્યારે રાજ્યનો આવી તરેહનો બંદોબસ્ત છે ત્યારે નૃપતિએ કેવી રીતે વર્તવું અને શું કરવું જોઇએ?

**રાજશાસ્ત્રી**—શ્રેષ્ઠ રાયે શ્યાં શ્યાં આચરણ આચરવાં જોઇએ તે નીતિશાસ્ત્રમાં વરણવ્યાંછે કેઃ—

**प्रजानांरक्षणंदान मिज्याध्ययनमेवच ॥**

**विषयेश्वप्रशक्तिश्च क्षत्रीयस्यसमासतः ॥१॥**

**श्रौतस्मार्तक्रियाहेतोर्वृणुयादेवचर्त्विजः ॥**

**यज्ञानूःश्चैवप्रकुर्वीत विधिवद्भूरिदक्षिणान् ॥२॥**

**અર્થ**:—પ્રજાનું રક્ષણ તથા દાન કરવું, યજ્ઞ કરવા, વિદ્યાભ્યાસ કરવો અને વિષયોને વિષે આશક્તિ રાખવી નહીં. સંક્ષેપમાં એ ક્ષત્રીયનાં કર્મ કલપ્યાં ॥૧॥ શ્રૌત (અગ્નિ હોમાદિ) સ્માર્ત (ઔપાસનાદિ) કર્મને વાસ્તે ઋત્વીજ વરવા (આશ્રીત કરી રાખવા) ઘણી દક્ષિણા વાળા યજ્ઞ તથા વિધિ કરવા. ॥૨॥

જયચંદ્ર— **આશાવરી-મસનવી.**

(અરે દેવ કર કરત બે દાદકા)—એ રાગ.
શાંભળ પ્રિય સુમતિ શાણા પ્રધાન,
મારી આણ હિંદમાં છે તે તું જાણ.
મારો છે વિચાર અશ્વમેધ તણો;
થયો છે વિચાર બહુ દિનનો.
હતા પાંડવો બળિયા બહુ રાય;
થયા રામ તેવા પ્રિય સુમતિ ભાઇ.
કર્યા અશ્વમેધ તેણે સુમતિ;
હતું સૈન્ય મા'રા જેવડું અતી.
મારી બરોબરી તે કોણ કરે;
ભૂમી પર એવડું તે કોણ કરે.
તે સાથે સંયોગતા મારી કન્યા;
વિવાહ કરવા છે આ સાથે બીના.

તેનો સરંજામ પ્રધાન કરો;
જોઇએ જે કારજમાં તે લાવી ધરો.
માટે થાઓ તૈયાર હમણાં પ્રધાન;
ક્યો જે મેં હુકમ તે તું તો માન.

સુમતિ—કહું કરી વિનતી શુણો અધિરાજ;
કળીયુગનો વખ્ત છે જુઓ મહારાજ.
થયા બળિયા વિક્રમ બહુ;
જેની આણ ધરતાતા રાય સહુ.
તેણે ધારણા ન ધરી આવી;
સંવતની સાલ જેણે કહાવી.
છે આપણ ઉપર શત્રુ ઘણા;
ગૌરી શહાબુદિન જેમાં નહિ મણા.

---

(સભામેં દોસ્તો ઈંદરકી આમદ આમદ હે).—એ રાગ.

મહારાજા કાર્ય એ કરવા મના ક્યાં માહેરી છે;
ભલે એ કાર્ય કરો રાજી ખુશી માહેરી છે.        ટેક.
મહારાજા હાલનો સમય નથી એ કામનો;
માટે હાલ એ ન કરવા ઈચ્છા તો મારી છે.    મહારાજા.
વખ્ત બારીક જમાનો જુઓ સ્વામી અતી;
કળીયુગે થાય નહિ માટે મનાનો મારી છે.    મહારાજા.
સ્વયંવર મંડપનો રાચ કરો ખુશીથી;
અશ્વમેધ હાલતો કરવા ન ખુશી મારી છે.    મહારાજા.
મહારાજા આપની ઇચ્છા પ્રમાણે તો કરો;
સલાહના કાર્યમાં ખરી સલાહ આ મારી છે.    મહારાજા.

મહારાજા ધિરાજ હાલનો વખત કેવો બારીક છે તે આપ સાહેબ જાણોછો. માટે વધારે કહેવાની કાંઈ અગત્ય તો નથી.

જયચંદ્ર—પ્રધાનજી, હજી આપ શું કહેવાના છો, તે સુખેથી કહો.

સુમતિ—સાહેબ આ સમય અશ્વમેધ કરવાનો જરા પણ

નથી. આગળનાં રાજ, આગળના જમાના અને આગળની રીતી-ઓતો આગળજ ગયાં વળી પણ અશ્વમેધાદિ યજ્ઞ કળીવર્જીત છે, માટે તે વિચાર ફેરવો તો સારૂં.

જયચંદ્ર—આગળ શું હતું અને હાલ શું નથી.? પાંડવ પાસે મારા જેટલી સેના હતી તેના પરીબળે કરી તેઓએ અશ્વમેધ કર્યો કે નહિ ? મારી પાસે એંસી લાખનું તો ફક્ત લશ્કર છે, ગુંર્જર તથા ગોરીને મેં નમાવ્યા છે, બીજાઓના ગર્વ સમાવ્યા છે, યુદ્ધાઓને રણમાં રમાડ્યા છે, તથા દક્ષિણના રાજાઓને મારા હાથના સ્વાદ ચખાડ્યા છે; માટે મારી બરોબરી કરનાર હાલ કોણછે ?

સુમતિ—આગળ છળભેદ થતા નહિ, કુસંપ કરતા નહિ, સકામમાં ડરતા નહિ, તેમ ન થવાનું કર્મ આચરતા નહિ; માટે તેઓ કામમાં પાછા પડતા નહિ, હાલમાં દગા ફટકા ચાલેછે, દુશ્મનો દુશ્મનાઈથી માલેછે, સઘળા રાજાઓ પોતાના રાજ્યમાં કુસંપને ઘાલે છે તથા જેની વાત ભાલેછે એવા રાજાઓ હાલને કાળે છે. માટે અશ્વમેધ યજ્ઞ કરવાનો વિચાર બંધ રાખો. જેથી તમારા રાજમાં કાજમાં ને તાજમાં કાંઈ એબ ન લાગે. આપને આ બાજબી દીસેછે કે ગેર બાજબી.?

જયચંદ્ર—મારા ખડ્ગના જોરથી અને મારી ધાકથી કોણ શીર ઉચકનાર છે.? જે દિવસથી સુલતાનને મેં હરાવ્યો છે તે દિવસથી હિંદુસ્થાનને હરખ ભેર મળ્યો નથી, ચાલુક્ય રાજા મારી ધાકથી સુખે નથી, અને બીજા રાજાઓનો જીવ ચાલ્યો નથી કે મારી સામને થાય, માટે હુકમ મુજબ યજ્ઞારંભ અને સ્વયંવરના સાજની તૈયારી કરો.

સુમતિ—ત્યારે સૂરવીર જયચંદ્ર આપની આજ્ઞાનુસાર વર્તવા તાત્કાલિક રૂખસદ ચાહુછું.

જયચંદ્ર—સાબાશ ! પ્રિય પ્રધાન ધન્યછે, સ્વામીની સેવા બજાવી ધર્મ ધુરંધરનું પદ ધારણ કરાવવામાં ભાગ્યો.(સરવેજાયછે)

પડદો પડેછે.

# પ્રવેશ ૨ જો.

સ્થળ—કનોજની રણભૂમિ.

સેનાપતી—(સિપાઈઓને) બહાદુર અને શુરવીર ક્ષત્રી બચ્ચાઓ આપણો મહારાજા જયચંદ્ર દક્ષિણના બંડિયા રાજાઓને વશ કરવાને ચડેલો છે એવો સમય સાચવી મ્લેચ્છાસુર ગોરી શાહાબુદિન સ્વારી લઈ ઉલટ્યો આવે છે; લાયક છે તમોને કે તેમાના એક એક નરને અહીં ઠાર કરવા.

(લશ્કરની ગોડવણી કરેછે તેવામાં ગોરીનો પ્રવેશ)

શાહાબુદિન—(પોતાના સિપાઈઓ સાથેજ બોલે છે.)

"લટકે મટકે જાવું લડવા, લડવાની છે મને બહુ હામ"

એ રાગ.

ચાલો યારો સજ થઈને કનોજ ઉપરે તો જાયેં;
બિન રાજાનું રાજ્ય લહીને મહારાજા તેના થાયે. ટેક.
જયચંદ્ર તો લશ્કર લઈને દક્ષિણની ઉપર ગયો;
એવો દાવ લઈને યારો, કનોજ મારી મોજ લઈએ.
　　　　ચાલો યારો.
શહેર તણા તે રક્ષણ માટે, સૈન્ય સામટું છેજ નહિ;
માટે એ નબળાનો હમણાં, લાભજ લેવાને જઈએ.
　　　　ચાલો યારો.
મારી કૂટી લૂંટી ઝૂંટી, ધૂળધાણી કરવું કનોજ;
લશ્કર તેનું થોડું છે ત્યાં મારીને નિર્ભે થઈએ.
　　　　ચાલો યારો.

(બંને લશ્કરની અથડાઅથડી થાયછે.)

મારો યારો કાફર આવ્યા, તલવારો સટ સટ મારો;
બહાદુરીથી મારી એને, બહાદુરીથી જય લઈએ.
　　　　ચાલો યારો.

(આ ભયંકર લડાઇનો શો પરીણામ આવેછે તે સંયોગતા

જરૂખામાં બેસી નિહાળે છે. તેવામાં પૃથિરાજ લશ્કર સહિત આવે છે.)

(મોખરે ચડીને) રાગ ઉપરનો.

માર મારે ઓ માર તરક સૌ હાલ કરો બે હાલ અતિ;
રૈહું રાજ દેખીને પોતે થાવા આવ્યો રાજ પતિ. ટેક.
પૂર પૂર તલવારેજ એઓ શૂરે શૂરથી સૌ મારો;
મ્લેચ્છોને તો મસળી નાંખો જેથી કજીઓ જાય પતિ.

**પૃથિરાજ**—(સૂરના આવેશમાં) કેશરીસિંહો આજે તમારા ગર્જનાના ધાંટાને ધાટા કરી મ્લેચ્છોની ઘટાને તમારા બાણ ઘંટાથી ઘટાડી તોડી પાડો. તુચ્છ તુરકડાઓને તકાવી તકાવી તમારી તલવારો તેના તનમાં બેસો; અને વિજયનો વાવટો ઉરાડો.

(લડાઈ ઘણા જોશથી થાય છે)

**ચંદપુંડીર**—(શહાબુદિન પ્રત્યે) અરે દુષ્ટ અધમાસુર, સત્વરે શરણ આવ; નહિતો આ ખડ્ગ વડે તારૂં શીશ ધરણી પર ઢોળુંછું

(કેટલીક વખત બંનેનું દ્વંદ્વ યુદ્ધ થયું, ત્યારે બાદશાહ પકડાઈ જવાથી)

**શહાબુદિન**—પ્રતાપી ચંદપુંડિર, શરણાંગતનું રેક્ષણ કરવું એ તમ જેવા શૂરવીર રાજપુત્રનું લક્ષણ છે, માટે બચાવ.

**ચંદપુડિર**—(કેદ કરી શાહાને પૃથિરાજ સમક્ષ ધરી) દુષ્ટોના સૈન્યને હેરાન પરેશાન બનાવી આ પાપીષ્ટ પાદશાહને પકડી તરફડતા મીનની માફક આણ્યો છે.

**શહાબુદિન**—(નમન કરી હાથ જોડી)

( ઓ કહાં ગયો શાહાજાદા જાની પ્યારા )—એ રાગ.

મે'ર કરો મહારાજા મુજ માથે, સલાહ કરૂં તુજ સાથે. ટેક.
આપ આધીન હું રાજ કરૂં નીત (૨) સ્નેહથી રહું સદા સાથે
મે'ર કરો મહા૦
કોઈ દિવસ હું આડો ન ચાલું, (૨) બળિયો મળ્યો તું માથે.
મે'ર કરો મહા૦

જ્યારે નોકરીનો હુકમ કરશો, (૨) ત્યારે આવીશ હું તમ સાથે
મે'ર કરો મહા૦
આઠ હજાર હું તોખાર આપું (૨) નજરાનું તમ આગે.
મે'ર કરો મહા૦
દિન દિન તમથી પ્રેમ વધારીશ (૨) જાવા દીઓ પડું પાગે.
મે'ર કરો મહા૦

પૃથિરાજ—પાંચ વખત તો જીવતો મૂક્યો, છઠ્ઠે મૂકુછું આજે.
શાહા૦—મે'ર કરી મહારાજા મુજ માથે.

હવે કદી હું આભાર ન ભુલું (૨) રહુ કુડ કપટ તજી તાજે
મે'ર કરો મહા૦

(આવી સરતે શાહા છુટી જાયછે. તેવામાં ઉંચી અટારીએથી રાજકુંવરી સંયોગતા મોહિત થાયછે.)

સંયોગતા—(શુદ્ધિ આણી, કુળ જાણી, નરનારી ભણોરે)

એ રાગ.

શૂર દેખીને હુંતો મોહી તુંને ખરેરે, પ્રાણ પતી થઈ તારી ખરે. ટેક
સ્નેહ થકી તું તારીજ કરજે, તેતો મારી કટારી ખરી પ્રેમ ભરે રે;
શૂર દેખીને મોહી૦
દીલજાની જોઈ દરશન તારાં, મારા પ્યારા પધારો કરી પ્રેમ ખરેરે;
શૂર દેખીને હુંતો૦
કામ કટારી મારીજ તેતો, પ્યારા ઘાયલ કીધીછે કામ બાણે ખરેરે;
શૂર દેખીને હુંતો૦
કારી જખમનો ઘાતો રૂઝવ તું, લાવી પ્યાર પધાર મારે મહોલે ખરેરે;
શૂર દેખીને હુંતો૦
મુજને જો તું મૂકીને ચાલ્યો, આ પ્રાણ ખોળિયું પછી મેલ ખરેરે;
શૂર દેખીને હુંતો૦
સંયોગતા મુજ નામ ખરૂં છે, મળુ હુંતો આવીને મારી મેળે ખરેરે;
શૂર દેખીને હુંતો૦

પથિરાજ—(પ્યારી નામ સાંભળીને થયોછું ઉદાશ)

એ રાગ.

કેમ તુજ પાસે આવું, મન છે ઉદાસ; ટેક.
સુધ બુધ મારી તેં વીસરાવી, આવીશ હું તુજ પાસ. કેમ૦
રણ મધે સંગ્રામ હું જીતો, બંધાણો મોહ પાસ; કેમ૦
મુજ કારણ તું જંખી મરેછે, ક્યમ કરૂં હું નિરાશ! કેમ૦
વિણ કહે હું બચાવ કરવા. આ-બ્યોધું આ અવાસ. કેમ૦
ભલાઈ સાથે બુરાઈ કરવી, તેથી થઉંછું ઉદાસ. કેમ૦
પીતા પ્યારી તારો નથી અહિં, તેથી છોડુંછું આ આશ. કેમ૦
બચાવ કરતાં કીધી ચોરી, થાય કલંકનો વાસ. કેમ૦
માટે અહિંથી તો જઈ જલદી, સાચી આપુંછું આશ. કેમ૦
નિરાશ પ્યારી તુજને કરૂં નહિ, રાખીશ હું મુજ પાસ. કેમ૦
સંગ્રામ કરીને મેળવું તુજને, પુરી પાડીશ તારી આશ. કેમ૦
કહ્યા વિના તું થઇછો પ્યારી, છેનો ન આપું પાશ. કેમ૦
જલદી હુંતો આવીશ પાછો, પ્યારી મ થાજે ઉદાસ. કેમ૦
ધીરજ ધરજે પ્યારી હૃદયમાં, મૂકીશમાં મુજ આશ. કેમ૦

સંયોગતા— ઇંદ્રસભાની ગજલ.

પ્રાણધારે પ્રાણ મારો જડ્યોછે તમ સાથ;
મે'ર કરી પ્યારી તણો સાહી લેશો હાથ.
પળ તે એક જુગના જેવી વિયોગ માંહી જાય;
જો વિસારો સ્વામી નાથ પ્રાણ તર્ત જાય.
સહાય થાશો વેગે વેહેલા પ્રાણાધાર નાથ;
પાણી ગ્રહી સ્વામી મારો રાખશો સ્વ સાથ.

(પૃથિરાજે જતાં જતાં સાંભળ્યુ.)



## પ્રવેશ ૩ જો.

### સ્થળ દિલ્લીનું દીવાનખાનું.

**પૃથિરાજ, કયમાશ, ચામુંડરાય, ગોવિંદરાય વીગેરે.**

નેપથ્યમાં.

**સોરઠો.**

અખંડ રહો પૃથિરાજ, દેવી કૌવચ રક્ષસેં;
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, દુઃખ હરો સો દેવતા.

**પૃથિરાજ**—પ્રધાનજી દ્વાર પરથી કોઈ કવીનો હસક આવેછે માટે તેમને સત્કાર પૂર્વક દાખલ કરો.

**કયમાશ**—જેવી મહારાજની આજ્ઞા. (દાખલ કરે છે)

**બારોટ**—(પ્રવેશ કરતાં)

સિંહાવલોકી સવૈયાની ચાલ.

ડંકા બજે સબ દેશકો અંદર, હુકૂમ બજે એક હાંકલમેં;
કીર્તિ તોહી નવ ખંડમે વ્યાપત, થાવત હે જય પા પલમેં;
થર થર થર થર ધ્રુજકે થાકત, શત્રુ તોહા સબ આગનમેં;
કહા જ્યું તોરો શુર બહુત હે, ઐસો નહિ કોઈ રાજનમેં.
ભીમકો માર દીયા જબ રાજન, તાજમ તો ઉસનેજ બજાઇ;
મહમુદકો પકડા રનમે તબ દંડ દીની ફીર લીની રજાઇ;
પીર પેગંબર શાંબરમેં જબ, આન લગે તબ દીની સજાઇ;
રાજન 'કો' પૃથિરાજકે આગેહી, હોવે કછુ જો આઇ કજાઇ.
બારેથ ભીમ હઠે લડતાં, નવ રાજ પૃથુ કછુ પુંઠ બતાવે;
રેનકો મંડપ દેખી ડરે નવ, દુશ્મનકો ઓહી ખુબ સતાવેં;
રેનકો રંગ રચાવત બહાદુર, શસ્ત્ર થકી સબ બાત પતાવેં;
રાજ મહા અધિરાજ પૃથુ, તીન લોકહી મેં તુજ નામ છતાહેં.

**ગોવિંદરાય**—વાહ કવિરાજ વાહ! આપની કાવ્ય શક્તિની ચમત્કૃતિએ તો સઘળાને રંજન કીધાં.

**ચામુંડરાય**—જ્યારે સરસ્વતી માતનો સંપૂર્ણ પ્રસાદ પામ્યા ત્યારે શાની ખામી.

પૃથિરાજ—કવિજી! સરસ્વતીજી તથા લક્ષ્મીજીને હમેશાં દ્વેષભાવ હોવાનું શું કારણ. જ્યાં લક્ષ્મી સંગ્રહ થાયછે ત્યાંથી માતાનો પ્રસાદ સંકોચ પામતો અને વિદ્વાન પંડિતો લક્ષ્મી હિન થતા જોવામાં આવે છે.

ભારોટજી—તમારૂં કહેવું કેટલેક દરજે સત્ય તો છે. પણ વિદ્વાન શાસ્ત્રસંપન્ન પારંગત સજ્જન, લક્ષ્મી કરતાં વિદ્યાને વધારે ચહાય છે. કારણ લક્ષ્મી ચોરાયછે, લુટાયછે, ખોવાયછે, જાયછે ને આવેછે; પણ સદ્‌વિદ્યા ઠગાતી નથી, લુટાતી નથી અને ખોવાતી નથી; તેમજ જેમાંથી સહોદર ભાગ પડાવતા નથી, ભ્રષ્ટતા થતી નથી, નૃપતિ દશાંશ હક લઈ શકતા નથી, પ્રતિ દિવસે ખરચવાથી ન ખૂટતાં વૃદ્ધિ પામે છે. જેમની પાસે સદ્‌વિદ્યારૂપી કોહિનુર દેદિપ્યમાન છે તેની આ ક્ષણિક સંસારની અંદર સાર્વભોમમાં શ્રેષ્ટતા છે. ત્યારે તેની અંદર તલમાત્ર દુઃખદાયી લક્ષ્મી આ લેખામાં માટેજ મુમુક્ષુ લોકો તેની આકાંક્ષા રાખતા નથી.

પૃથિરાજ—સત્યછે કે આ મોહાપાસમાં બંધન થએલાઓને મોક્ષકર સદ્‌વિદ્યા અવશ્યે લાભકારી છે. કરોડાધિપતી હશે પણ તે એક સદ્‌વિદ્યા રૂપી મણીનું સ્તવન કરતાં વિસર્યો તો નક્કી જગત નિયંતાનો ગુન્હેગાર ઠરવાનો. માયા મોહીનીમાં ફસાએલો પ્રાણી મનુષ્ય પોતાની કરણી ધર્મશાસ્ત્રની ઇશ્વિરી લીલાનું મનન કરી પાર ઉતરે છે. શાસ્ત્ર સંપન્ન તથા સદ્‌વિદ્યા સેવનાર સજ્જન ગૃહસ્થ માયા બીજમાં લુબ્ધ થવાનો નથી. એજ ખરો વિજયતા.

(ચોપદારનો પ્રવેશ.)

ચોપદાર—આપની મુલાકાતનો ઇચ્છિત દ્વારપર આવેલોછે. આજ્ઞા હોયતો પ્રવેશ કરાવું. મહારાજ!

પૃથિરાજ—ઘણીજ ખુશીથી દાખલ કરો.

કાસદ—(પ્રવેશ કરેછે તે નમન કરી મહારાજના કરમાં એક પત્ર આપે છે. મહારાજા તે પ્રધાનજીને વાંચવા માટે આપે છે.)

કૈમાશ—(નમન કરેછે અને કાગળ લે છે.)

**મોતિદામછંદ.**

મહા શુભસ્થાન દિલ્લી જગ જાણ,
લખું તુજને ગુણવાન સુજાણ;
પ્રધ્યે મુજ ભ્રાત પિથુકર રાજ,
વધી તુજ લાજ પ્રકાશિત તાજ. ૧
લખીતન દેશ કનોજ નરેશ,
બિરાજી રહ્યા જયચંદ્ર નરેશ;
વિશેષ કરે તુજને પરણામ,
ધરી ખુબ હામ ભણું મુખ રામ. ૨
બધા સુખ ચેન કરે દિન રેન,
વળી નર નાર તથા મુજ સેન.
કરેછ કલોલ ભણી શુભ બોલ,
થપો સુ પ્રતાપ [1]પ્રમેશ અતોલ. ૩
કર છઉં અશ્વ સુમેધ પ્રમાણ,
લખું શુભ પત્ર તને પિથુ જાણ,
કર્યા સઘળા વશ રાય અનેક,
મહા નર રાય તણી ગઈ ટેક. ૪
કર્યા હિંદ દેશ નરેશ સમાન,
થયા વશ રાય તજી સ્વ ગુમાન;
જીત્યા નર રાય મહા બળવાન,
હણ્યા નૃપ કાંઇ મહા બળવાન. ૫
સુણી શુભ આ મુજ હુકમ એક,
પધારજવા ધરવી મન ટેક;
નહિતર હાલ ખરાબજ થાય,
ઘટી જગ મધ્યથિ ઇજ્જત જાય. ૬
કરી જય દેશ મહાછે નરેશ,
નથી વિણ મૂજ નરેશજ શેશ;
રહ્યા જણ બે પૃથિરાજ ચહુવાણ,
રહ્યા શુભ શમર સિંહ સુજાણ. ૭

---

૧ પરમેશ.

ગણું ગણના ગણતાં મન એમ,
કરૂં હુકમો મુજ ભ્રાતને કેમ?
વિચાર કરૂં ધરિ રાજ્ય સુરીત.
સગાપણમાં ઠરી બેઠી છ પ્રીત. ૮
અહીં મન સાથ જરા સુ વિચાર,
નકી જલદી પ્રિય આમ પધાર;
નહિતર યોગ્ય ઉપાય અહાય,
ગણું નવ એ લગની સુખદાય. ૯

ગોવિંદરાય—( વાંચી રહ્યા બાદ કોઈ ન બોલ્યું તેથી ) આ કળીયુગમાં કોણ છે કે યજ્ઞ કરી શકે? સત્યયુગના સમયમાં બળી રાજાએ કરીને ત્રૈલોક્યનું રાજ્ય દાનમાં આપ્યું, ત્રેતાયુગમાં શ્રી રામચંદ્રે યજ્ઞ કર્યો કે જેમાં કુબેરે સોનાની વૃષ્ટિ કરી હતી. તથા જેણે બાર વર્ષ સુધી અન્ન ઉદક અને નિદ્રા વર્જિત કરેલાં એવા લક્ષમણ ભ્રાત હતા. દ્વાપર યુગને મધ્યે શ્રી ધર્મ રાજાએ અશ્વમેધ કર્યો કે જેના સહાયક નર (અરજુન) નારાયણ સરખા હતા. (કાસદને) પણ હે અંધિષ્ટ! તારા રાજાને એવું સાધન શું છે.? વળી અમે તાબેદાર કે સેવક નથી. હજી સર્વભોમ પર પ્રતાપી પૃથિરાજ છે. ત્યારે કોણ છે કે યજ્ઞારંભ કરી શકે.?

( પૃથિરાજના મૂખ કમળ ઊપરથી પારખી )

ચામુડરાય—

(શુણ દિલ્લી તખ્ત ધરનાર ક્ષત્રી કલંક કેમ લેશેરે.) એ રાગ.

શુણ અનુચર અબુધ અપાર, ચારૂ ધર ધ્યાન મહીં રે.
કોણ જયચંદ્ર રૂપ ગમાર, ચારૂ ધર૦
નહિ લાયક યજ્ઞ કરણ, ચારૂ૦ એ કરશે તો જાશે ધર્ણ. ચારૂ૦
નહિ કોઈ કળીમાં પાત્ર, ચારૂ૦ જો કરશે તો ભાગીશું ગાત્ર. ચારૂ૦
નહિ યોગ્ય પૃથુની સમાન, ચારૂ૦ તોડીશું એ નૃપનો ગુમાન. ચારૂ૦

પૃથિરાજ-(કાસદને) તુંને આપુછું જીવતદાન જાણ જશે પ્રાણ ખરોરે
કહેજે તુજ નૃપને નાદાન, ભાન લિખ ખરખરો રે.

(કાસદ જાયછે)

**કયમાસ**—સાહેબ જયચંદ્રનું બળ દિવસે દિવસે વૃદ્ધિ પામતું છે; તેના તાબાની અંદર હિંદુસ્થાનના તમામ ભુપતીઓ હાજર થયાછે; આપણે મુદીબર ચહુઆણોએ એ દળ કટકનું અપમાન કર્યું માટે ચેતતા રહેવું ઉત્તમ છે. આપણ સઘળાઓએ મદાંધ બની બકી દીધું છે પણ એજ કદાપિ હાનીકારક બને. પણ થયું તે થયું, હાલ સમય સુચકતા વાપરવાનો અવસરે હાથથી જવા દેઇશું તો વિપરીત. માટે યુદ્ધારંભ અને સરંજામનો સાહિત્ય સંગ્રહ હાલ અવશ્યનો છે.

**ચામુડરાય**—જ્યાં સુધી સુરવીર ક્ષત્રી બચ્ચાઓની નાડોની અંદર ક્ષત્રી લોહી ઉછળી રહ્યું છે. તો શત્રુઓના તન પતંગના રંગની માફક તરફડાવશે. જ્યારે અવશર આવી પડશે ત્યારે વીર પુરૂષોનાં વીરત્વ વાદળેથી પણ ઢાંક્યાં રહેશે નહિ. જ્યાં સુધી આ તનની અંદર સાંસ છે ને અવશ ક્ષત્રી વીરજનને હશે ત્યાં સુધી એકે એક ક્ષત્રી વીરત્વ દાખવા ધર્મ યુદ્ધનો અનાદર નહિ કરે. જ્યારે શત્રુઓએ ઠરી ઠામ નહિ બેસવા દેવાનો ક્રોધાગ્ની પ્રદિપ્ત કર્યો તો જ્વાળારૂપ શીખાઓના સોલાઓ તેમને કેમ નહિ બાળે? શાંતતાના સમયમાં સઘળા યુદ્ધાઓ સુખ ચેનમાં નીમગ્ન રહેછે ત્યારે મહારાજાના ધર્મ યુક્ત વચનામૃત પાળવા તતપર નહિ થાય? મનુષ્યને મરવું નિયંતાએ નિમિત કરેલું છે. ત્યારે શું મૃત્યુથી ડરશે! એક અવસર તો મરવાનો છેજ, ત્યારે કેમ પછાત પડશે! ઘરખુણે દબાઈ મરવા કરતાં શત્રુ સંહારના કાતરામાં મરવું બહેતર છે. જય મેળવેથી જીવતે જીવ પણ કીર્તિ ગવાશે એટલુંજ નહિ પણ પાછળના ભવિષ્યના યુદ્ધાઓને પુષ્ટી કારક થશે. શું સુરવીરતાથી મરણ પામતાં સ્વર્ગ દૂરછે? યુદ્ધાઓના તો બંને હાથમાં મોદક છે.

**પૃથિરાજ**—ધન્યછે. મારા શુરવીર ચામુંડરાય! વીર વાણીને માટે તું વખણાએલો છે. રાજની અને રાયની શક્તિ તમ જેવા સરદારો ઉપર રહી છે. તમારા પીતાઓએ રણભુમી ગજવી પોતાની કીર્તિ પલાયન કરતી જોઈ નથી ત્યારે તમે શું જોશો? નહિ

નહિ, એથી અધિક શ્રેષ્ટતા મેળવવા મેહેનત કરો અને શત્રુઓનો એક સપાટામાંજ સંહાર કરો. (બધા સાથેજ)

**લાવણી.**

ઓ યાર, કરો શું વાર, થાઓ તૈયાર હાલને હાલે;
મારી રાઠોડી રાજ કરો બેહાલે.
કરી ધનુષ્યનો ટંકાર, અરે ભયકાર બનીને ચાલો;
મારી કૂટી જયચંદ્ર, પછીથી મહાલો.
નવ રેહેવું તો આ ગામ, કરી વિશ્રામ હામતો મેલો;
છે ભો તો મોટો હાલ, આવશે પેહેલો.
માટે થાઓ આ વાર ઢાલ તલવાર ગ્રહીને કરમાં;
શત્રુને મારી માર, ભેલજો જરમાં.

(જાયછે.)



# પ્રવેશ ૪ થો.

સ્થળ—કનોજની રાજ્યકચેરી.

**જયચંદ્ર, બાલુકરાય, પ્રધાન, સેનાપતી ને પાછળથી કાસદ.**

**જયચંદ્ર**—કેમ પ્રધાનજી! આપે યજ્ઞારંભની શી ઢીલ રાખીછે!

**પ્રધાન**—મહારાજ કાંઇપણ ન્યુન નથી. આપની આજ્ઞાનુસાર વરતી અંડીઆઓની ગોઠવણ લાયકાઇ મુજબ કરી દીધી છે એક દ્વારપાળની પદવી ખાલી છે તેમને પાત્ર પૃથિરાજ છે જે આવેથી સંપૂર્ણ થશે. સિવાય કાંઇપણ અપૂર્ણ નથી.

**ચોપદાર**—(નમન કરીને) મહારાજ આપનો દીલ્લી ગએલો કાસદ હાજર થએલો છે. આજ્ઞા હોયતો હાજર કરૂં.

**જયચંદ્ર**—સત્વર દાખલ કરો. આપણ સંબંધી નોકર નફરને આવવાની તો પરવાનગીજ સમજવી.

(કાસદને દાખલ કરેછે એટલે)

કેમ મારા પ્યારા કાસદ! તારા મુખાર્વિંદનું પ્રકાશિત ૨૫

ક્યાં ગયું. ? શું પૃથિરાજ તરફથી અપમાન તો નથી પહોંચ્યું ?

કાસદ—( હાથ જોડી શીર ઝૂકાવીને)

### ત્રોટક છંદ.

જયચંદ્ર શુણો નર ઇંદ્ર તમે,
તમ શીતળતા સમ ચંદ્ર રમે;
નર રાય બધા તમ પાય નમે,
ગુણ આપ તણા સઘળાને ગમે. ૧
બહુ સૈન્ય તણા બળવાન ઘણા,
વળી યુદ્ધ કરે નવ કાંઈ મણા;
ધરતા બહુ તાજ પ્રકાશ તણા,
વળિ કોઇ થકી ડરતા ન ઘણા. ૨
ફરતા જબરાઈ ધરી મનમાં,
ધરતા બહુ જોર પણું તનમાં;
ધરી શ્રેષ્ટપણું શુભ આ જનમાં,
અભિમાન વડું ધરતા મનમાં. ૩
કરતા કરે આપ તણા કરિયા,
બળિયા નર આપ થકી ડરિયા;
ડરિને અભિમાન તજી ફરિયા,
બળ આપ તણે પ્રતિ કો ન થયા. ૪
દિશ ઉત્તરે દખન પૂરવમાં,
ત્યમ પશ્ચિમ પૃથવી સરવમાં;
ફરતા જન કોઈ ન ગરવમાં,
ડરતા જન જેમજ રૌરવમાં. ૫
સઘળે તમ આણ ફરીછ ખરે,
સઘળા તમથી બહુ બીક ધરે;
ગણના ગણતો મન એમ પરે,
પણ આ મન વાત જરા ન ઠરે. ૬
બહુ જોર ધરે બળિયો બળથી,
કળિયો કળથી ઠગ ટીંખળથી;

ત્યમ રાજ પૃથુ થઈ નિર્મળથી,
બહુ જોરે ધરે મન સબળથી. ૭
અભિમાન ધરી મુજ એમ કહ્યું,
તુજ રાય તણું દિલ નાશી ગયું;
શુભ અશ્વમેધ કરે શું થયું,
તુજ રાયનું ડા'પણ એમ ગયું. ૮
કરિ કોણ શકે મુજ વીણ વળી,
તુજ રાય તણી ગઈ બુદ્ધિ ટળી;
નવ રાય તણા મંડળાક વળી,
મુજ આગળ વાતજ એમ કળી. ૯
બહુ બીક બતાવી કહ્યું મુજને,
જીવતો રેહેવા દઉછું તુજને;
કરે બયાન જઈ તુજ રાય કને,
વળતી મૂકિયો જીવતો મુજને. ૧૦

મહારાજ! આપના તેડાનો તેણે અનાદર કરી તીરસ્કારથી એમ કહ્યું જે અમે જયચંદ્રના તાબેદાર કે સેવક નથી. જયચંદ્ર કોણ માત્ર છે. એમ કહી તેણે ન કહેવાના કેટલાક શબ્દ કહ્યા. વળી મને કહ્યું જે તું આવા સંદેસાનો લાવનાર કોણ? અમારો વિચાર તારો શીર છેદ કરવાનો છે, પણ દયા ખાતર અને તારા રાયને જાણ થવા સબબ જીવતદાન આપીએ છીએ.

જયચંદ્ર—(ક્રોધાવેશમાં) અરે! પૃથિરાજ પોતે મગજમાં એટલો બધો પવન રાખેછે કે મને નહિ ગણકારતાં મહારાજાધીરાજ જેવા બોલ બોલેછે. શું તેને યાદ નથી કે આપેલી પૃથ્વી મારી છે ને મારાજ પ્રતાપથી તે ટકી રહ્યો છે. શોમેશ્વર, કે જેને પરણતી વખતે પૈસાની તંગી હતી માટે મારા પીતાજીએ મદદ કરી હતી તે ઉપકાર ભુલી ગયો શું? અનંગપાળે મૂર્ખાઈથી તેને વારસ ઠરાવો મને અર્ધ ભાગ આપેલ નથી તથા મારા કાસદનું ને તેડાનું અપમાન કરેલું છે, માટે તેને પકડવા સારૂ બીડું પ્રધાનજી તૈયાર કરો; અને હાલને હાલ એ દુષ્ટ પૃથિરાજને પકડાવી મંગાવો; કે

તેની કરણીનું ફળ તે જલદી ભોગવે. અને બીજાઓ પણ પૃથિરાજનો દાખલો લઇ સ્વતંત્ર થવા ન ચાહે. (બેસેછે)

કાસદ—

### લાવણી.

મહારાજ કરી પરણામ કહું તમ આગે,
એ પાપી પૃથિરાજ બુડ્યોછે પાપે.
બહુ પોતે આણે ગર્વ હોંશથી હમણા,
મૂરખની પેઠે બોલ કહ્યાછે બમણા.
કીધી તૈયારી ફોજ તણી તો તેણે,
બહુ આવેછે મન દાઝ પૃથુને મેણે.
કહે મુજ સરીખો નથી યત્ન કો કરવા,
તે ફેરવી બેઠો મન હોંશથી મરવા.

પ્રધાન—

"મોહન રસિયા આય બગીયામે ખીલ રહી સબ કલી કલી." એ રાગ

સાંભળો સર્વ્વજા શાંત થઇને, હુકમ કહુ જે સુખકારી; ટેક
જે કોઇ દિલ્લી પતીને પકડશે, મળશે લાભજ બહુ ભારી;
સુખી બનાવી તેને ત્યાંનો, માન વધારે જયકારી; સાંભળો.

(બીડું ઉપાડવાની કોઇની હિંમત ચાલતી નથી એટલે.)

બાલુકરાય— આશાવરી-મસનવી.

"અરે દેવ કર કસ્ત બેદાદકા"—એ રાગ.

દીસે દીલગીરી તણી બહુ વાત,
ઉઠે કેમ ના કોઇ હિંમતી જાત.
એવો બળીઓ તે બની શો ગયો,
જેને પકડવા કો ન સામો થયો;
અરે એ દુષ્ટને જઇ તાબે કરૂં,
પછી મગન થઇ દીલ્લી મધે ફરૂં.

આપણા સેનાપતીઓ અને સરદારો ખરે પૃથિરાજથી કાંપતાજ દીસેછે, કેમકે આ બીડા ઉઠાવવાના પ્રતક્ષ પ્રમાણ ઉપરથી

સાફ સમજાયછે. પણ મહારાજ! એ પાપી પૃથિરાજને પકડવા આ મારી ભૂજા એક બસછે મહારાજા! એ નાલાયકને હું હાલને હાલ હરાવી પકડીશ અને આપના ચરણ સ્પર્શ કરાવીશ. ત્યાં સુધી આ મારી તાતી તેગ મ્યાન કરનાર નથી. કદાપી પૃથિરાજ તાબે નહિ થતાં સંગ્રામ કરશે તો તેને હણી તેનાજ ચર્મનું મ્યાન બનાવી મારી તલવાર પર વિજયની નિશાની દાખલ ચડાવીશ.

(બેસેછે)

જયચંદ્ર—સાબાશ! સાબાશ!! મારા પ્રિય બાલુક!!! તને ધન્ય છે. તું પૃથિરાજને પકડવા માટે બસ છે તોપણ તારા અંગરક્ષક તરીકે આપણા વિશ્વાસુ જમાદાર ખુરશાનખાન તથા બંદાતમીરને મોકલુંછું. પ્રધાનજી! આપણા યજ્ઞનો સમય નજદીક આવતો જાયછે અને પૃથિરાજ આવવો મુશકેલ છે કેમકે તે માથાનો ફરેલો છે; માટે તેની સુવર્ણની પ્રતિમા બનાવી દ્વારપાળની જગ્યા ઉપર ગોઠવજો. રણ સંગ્રામ ખેલવાથી યજ્ઞ ભંગ કુપણજ થાય અને એથી યજ્ઞ નિષ્ફળ જાય. માટે બનતા સુધી યુદ્ધે નહિ ચડતાં તેને બાળી રાખવો વધારે દુરસ્ત છે. એના પ્રતિરોધ સમયમાં આપણે યજ્ઞની પૂર્ણાહુતી કરીદેશું.

પ્રધાનજી—આપે યોજેલી યોજના સત્ય છે અને તે પ્રમાણે અમલમાં આવે તો આપણું કાર્ય સિદ્ધ થાયજ.

બાલુકરાય—મહારાજ આ માટે સૈન્ય સામગ્રી કરવા તાબેદાર રજા માગે છે.

બાલુકરાય જાયછે સરવે તેને વળાવી હાથ છાયા કરેછે અને વિચિત્ર દેખાવથી.

પડદો પડેછે.

प्रथमा अंक समाप्त.

# अंक २ जो.

—◦◦◦—

## प्रवेश १ लो.

સ્થળ. કનોજમાં સંયોગતાનો શયન ગ્રહ.

**સંયોગતા અને સખીઓ.**

સંયોગતા—

ઠમકું છાંડ ચલે બન માધુ—એ રાગ.

પ્રીતમજીરે હજી કેમ નાવ્યા, દાસીને દીલાસો આપ ગયા રે. ટેક૦
સ્વયંવરે મંડપ માંહી પધારો, હોંશેથી હાર આરોપું હું રે;
ચઢતી સરવે રાયમાં તમારી, હાથ થકી મારા હું કરૂં રે. પ્રીત૦
મુહુર્તના દિન અધિક ગયાછે, જુજ હવે તો બાકી રહ્યા રે,
જ્યમ જ્યમ વાલમ વાટ જોઉંછું, ત્યમ ત્યમ અદકાં દુઃખ સહ્યાંરે.
પ્રીતમજી રે.
મારી સમક્ષ બોલ્યા તમે ત્યારે, ધીરજ ધરજે પ્યારી હૃદેરે;
માટે હું આશા તમારી ધરીને, ફસી પડી આપને ફંદેરે. પ્રીત૦
પળ એક મારે જુગના જેવડી, વાલમ તમ વીણ વધીપડી રે,
માટે પ્રીતમજી વેલા પધારી, પૂરણ કરશો આશ વડી રે. પ્રીત૦
ઓ ઇશ આવડી અરજ શુણીને, પતી પત્ની મેળવ સુખથી રે,
હુંરે શરણ તુજ આવી દયાળુ, ખંતપૂરી છોડવ દુઃખથીરે પ્રી૦

**દાસી**—બાઇ આજે તો તમારો મહોત્સવનો દિવસ સમજો. આમ ઉદાસીમાં કેમ છો?

**સંયોગતા**—કામજ્વરે બાળી અભાગણીને મન ઓત્સવ શાનો!

**દાસી**—પ્રજળીત કામાગ્ની શાંત કરવાયોગ્ય કેહીરકંઠીરને પીતાજીએ નીમેલા છે માટે શાંતતા ધરો.

**સંયોગતા**—વીર પુરૂષોની વિજય વાર્તા શુણી કનીષ્ટ કેહીરકંઠીર જેવા સરદાર પર તે કેમ મન માને. ?

**દાસી**—ત્યારે બાઇસાહેબ આપે કોનું ચિંતવન કરેલું છે.

**સંયોગતા**—(હર્ષિત મુખડે) દિલ્લીશનું.

**દાસી**—અરે એમાં આપ ફાવવાનાં નથી. એતો પીતાજીનો અ સાધારણ વૈરી સરખો છે.

**સંયોગતા**—નહિ, નહિ, એને પીતાજીનો વૈરી શા માટે ઠરાવો છો ? એણે કાંઇ બગાડેલું નથી. (ચાસન)

**દાસી**—એતો ખરૂં પણ જ્યારે દિલ્હી પોતાના દોહીત્રને અનંગપાળે આપવાની હતી તો શું આપના પીતા તેમના દોહિત્ર નહિજ? આખું રાજ્ય પૃથિરાજે દબાવી પાડી આપના પીતાને કાંઇ-પણ હિસ્સો આપ્યો નહિ, એ વ્યાજબી કે ?

**સંયોગતા**—તો પણ એણે શું બુરૂં કીધું છે ? હુંતો કહુંછું જે એના જેવું કોણ સારૂં કરી શકશે? જો એ પ્રતાપી પૃથિરાજ ન હોત તો પીતાજી કનોજનાં દર્શન કરવા પણ ન પામતા, અને પામતા તો મહા મુશકેલીથી.

**દાસી**—આપ એ શું બોલોછો? આપની જીભે આવું છાજે નહિ.

**સંયોગતા**—હુંતો જે ખરૂં હશે તે કહેવાની. જ્યારે પીતાજી દક્ષિણના ભુપતીઓને જીતવા ગયા હતા ત્યારે મહા ક્રૂર મ્લેચ્છાશુર હિંદ અરિ મહમદ શહાબુદિન કનોજ ઉપર ચડી આવ્યો. આ આખા શેહેરમાં કોઇની હીંમત ચાલી નહિ કે હથિયાર પકડે, અને શહાબુદિનને હડાવે, પણ જ્યારે શુરવીર પૃથિરાજને ખબર પડી, ત્યારે તે સિંહે એકદમ કનોજનું દોડી આવી સંરક્ષણ કર્યું. શહાબુદિનને પકડ્યો અને દંડી છોડી દીધો. તેણે શુરના આવેશમાં આવી પોતાની તાતી તેગ વડે અફગાન રૂપ મેંઢાના દળ કટક વાઢી નાખ્યાં તથા તૃપ્ત થએલી શોણીતપૂર તલવાર ગંગા નદીમાં ધોઇ; તે વખતની તેની દૈવ્ય મૂર્તિ દેદીપ્યમાન જોઇ હતી તે ભૂલી ગઇ! પણ હુંતો તે દહાડાથી એક ઘડી પણ વીસરી નથી. તેની મનહર છબી મારા હૃદયમાં ટમટમી રહીછે.ને તેનું પ્રકાશીત કમળ રૂપ મુખડું સ્વપ્ના બતાવે છે. આહ ! શો તેનો આપણા પ્રત્યે અથાક ઉપકાર ! તે ન આવ્યા હોત તો કનોજના અને તેની સાથે આપણા શા હાલ થાત? નિરાશ્રિત તનડાની લાજો જાત, અને સંકટો સહેવવાં પડત જે કોઇને

કહેવાત ! આ માટે પૃથિરાજનો તો આપણે ઉપકાર માનવો ઘટિત છે. હું તો સ્વયંવરમાં તેનેજ વરમાળા આરોપવાને તલપી રહી છું.

**દાસી**—તે સઘળું સત્ય પણ હમણાંજ એણે પીતાજીના કા. સદનું અપમાન કરેલું છે. માટે પીતાજીના વિચાર તેના પ્રત્યે સારા નથી.

**સંયોગતા**—ત્યારે શું સ્વયંવર મંડપમાં આ શૃંગાર રસનો લ્હાવો લેવા નહિ પધારે. ?

**દાસી**— રાગ ઊપર પ્રમાણે.

પ્રીતમજી કેમ આવે આંહી, જેને પ્રત્યે પ્રતિરોધ થયો રે. ટેક.
સાઠ હજારનું લશ્કર લઇને, બાલુક તેમને પકડવા ગયા રે;
તેથી સંદેહ થયો મનમાં કે, કારણ એજ રોકાઇ રહ્યા રે, પ્રી૦
ઓ પ્રભુ મારી અરજ શુણીને, દિલ્લી પતીને સહાય થજો રે;
સંયોગતાની સાથે મેળાવો, કાર્ય ફળીભુત તેનું હજો રે. પ્રીત૦

**સંયોગતા**—

અચાનક આ શો કોપ કીધો કીરતાર—એ રાગ.
કેવી એકદમ સ્વારી સ્વામી ઉપરે,
અરે નાથ આ શો કોપ ગુજર્યો અરે;
કેવી એકદમ સ્વારી સ્વામી ઉપરે. ટેક.
ઓ પ્યારા પ્રાણાધારા તનડા મારા;
ખબર કરેજ કોણ તુજને આવા. અરે૦
કરમ ફુટેલી અભાગણી ખરી હું;
નહીંતર સ્વામી ઉપરે આમજ શું. અરે૦
દૈવ તું ઉગાર પાર તાર કીરતાર;
સ્વામી દુઃખ નામી, સુખધામી દેપસારે અરે૦
ભવોભવ ભય ભંજન ભાળજે તું ઇશ,
સ્વામીને અતુલ સુખ તું સદા આપીશ. અરે૦
જય જયકાર કર ભય કર દુર,
રણને મોઝાર તાર બતાવીને શુર. અરે૦
દીનને દયેલ દાસી દીલથી દીએ,
આશીષ અંતઃકર્ણથી સ્વામીને કીએ. અરે૦

મુર્છાગત બાઇ ધરણી ઢળેછે. એટલે દાસીઓ સાવધ કરતાં ગાય છે.

**દાસીઓ—**

"સાદીએ જુલ્વએ ગુલફામ મુબારક હોવે"—એ રાગ.

બાઈ ન અકળાઓ જરા, ધાર્યું થશે સૌ ઇશ્વરે;
પ્રીતમ આવે પ્રેમથી એવો સમો પણ એહ કરે. ટેક.
નસીબે લખ્યું હશે થવાનું નકી એ ખરૂં;
ભરોસા ઈશનો કરો કાર્ય સૌ એથી સરે. બાઈ ન અકળાઓ.
પ્રીતમજી પ્રેમે આવી હોડ તે કરશે પૂરા;
અકળાઓ નહિ જરા બાઈ તમે દીલ ઉપરે. બાઈ ન અક૦
એ પ્રભુ તું પ્રેમથી ઈચ્છા પૂરી કરે ખરો;
ફક્ત અમ આશરે રહ્યાં છીએ તુજ ઉપરે. બાઈ ન અક૦

પડદો પડેછે.

—※※—

# પ્રવેશ ૨ જો.



સ્થળ ખોકંડ શેહેરની રણભુમી.

**બાલુકરાય તથા પૃથિરાજના સૈન્યનો મેળાપ.**

**બાલુકરાય**—દુષ્ટ પૃથિરાજને સાસન દેવા અર્થે આજે તમોને આ રણભુમીમાં આણ્યા છે. મહારાજાનો એવો હુકમ થયોછે જે શત્રુ ઉપર ન જતાં દીલ્લી અને કનોજના રસ્તાનું બહાદુરીથી રક્ષણ કરવું. દુષ્ટ પૃથિરાજને મારવાની અગત્ય નથી પણ તેને કેદ કરવાની અતી ઘણી જરૂર છે. માટે શુરવીર ક્ષત્રી બચ્ચાઓ અને બહાદુર અફગાન સરદારો! આજે શત્રુથી ભેટ કરવી પડશે. તમે અસલથીજ રણભૂમી ગજવતા આવ્યા છો; હજારો લડવૈયાનાં ધડ શીશ જુદાં પાડેલાં છે; સેંકડો દુશ્મનોના તનનાં શોણીત તમારી તરસી તલવારને પાયાં છે. હજારો મહાન રાજાઓને માનભંગ કરી તેમના મુગટ ધૂળમાં રગદોળ્યા છે; તો એથી પણ વિશેષ બહાદુરી બતાવી તમારી કીર્તિની કલગી વધારે તેજસ્વી કરો.

**સઘળાજ સાથે**—જે જે હર હર મહાદેવ! (ગર્જના થાયછે.)

**બાલુકરાય**—(સ્વગત) આહ! આવા વીરત્વ લશ્કરની આગળ કોનો ભાર છે. જેના ચરણ પ્રહાર વડે પૃથ્વી ગર્જના કરે છે, વીરત્વ વાણીની ગર્જનાથી આખું બ્રહ્માંડ બામ થઈ જાયછે, ત્યારે એક ક્ષણિક આયુષી પૃથિરાજ શું ટકવાનો? (પ્રકાશીત) સઘળાઓએ સાવચેતી રાખી શત્રુ સૈન્યની સામને ખરી દ્રઢતાથી લડવું. અરી દળ જરા જરા નજરે પડે છે અને તમે તમારો ધસારો ચાલુ રાખો.

(પૃથિરાજના લશ્કરનો પ્રવેશ.)

**પૃથિરાજ**—(બંને સૈન્યનો મેળાપ થતાં) શુરવીર સામંતો આજે વધેલી કીર્તિમાં વૃદ્ધિ કરવાનો સમય આવેલો છે, તો શત્રુ કટકના કટકા કરો અને કીકીયારીની સાથે ઉરાડી દો.

(બંને અરી સૈન્ય એકમેક થઈ જઈ અંધકાર બાપે છે.)

**સંદ**—　　　　ઝુલણા છંદ

અડ્ગ શૂરા ખરા સામતો છો તમે,
વિકટ દળ જીતવા સર્વ આવ્યા;
છો સદા સરવદા ફાવતા જગમહી,
તો નકી છો અંહિ સરવ ફાવ્યા.
ખડ્ગ ખેલો કરો શામતો ખળભળી,
દળ વળી દુશ્મનોનું કટારે;
હાથથી સાથમાં બાથ બાથે લડો,
શૂર વીરો કદી નહિજ હારે.　　　　૧
તોપ જંજાળ બાણો ધડુકે ઘણાં,
કૈંક જંજાળ ગોળા ગરૂડે;
વેરીઓને વીંખી નાખજો વાજમાં,
શીષ વીંખ્યો અરી કે ગરૂડે.
તાતિ તેગો થકી તોડજો શત્રુને,
મારજો માર પ્રહાર બાલે;
ડારજો ડારજો શત્રુને ડારજો,

કાઢજો ઘણુ આ અલ્પ કાળે. ૨
સહાયછે સાફ દેવો તણી વીરને,
ધીરથી જે લડે શત્રુ દ્વારે;
અલ્પ આયુષ્ય વાળા નકી નાસશે,
પણ નકી પોંચશે મોત દ્વારે.
જોત જેવી વધી લાજ આ જગમહીં.
ખગ મહીં પણ રહી કીર્તિ ગાજી,
ઇંદ્ર કુબેર વિશ્નુ સદાશીવ સમા,
આપની ઉપરે થાય રાજી. ૩
થાય વૃષ્ટી અતી પુષ્પની હેતથી,
હર્ષ આનંદ વ્યાપી રહ્યો છે;
અપસરા ગાય, ગાંધર્વ નાચે ઘણા,
સર્વદા જય સારો થયો છે.
પુષ્પની માળ ગ્રહી હાથમાં અપસરા,
સાથ સોવે સદા સ્નેહકારી;
વીર પુરૂષો તણી જે કરે આશના,
ઇંદ્ર આદિકની પ્રીય કારી. ૪
જય કરો જાડધારા ધરા ઉપરે,
પામજો જીત રાઠોડનાથી;
કાં જજો સ્વર્ગમાં સામટા આ સમે,
ચોખુણે ખ્યાતી અત્યંત વ્યાપી.
જીતવે પામશો જશ અતી જગમહિ,
નાસવે નાશ પામો સદાયી;
કાયરો હે નરો નવ થશો આ સમે,
શુરવીરો મહીથી કદાપી. ૫
કેકના પ્રાણ લીધા ખરા યુદ્ધમાં,
નૃપની કેક તોડ્યા અહંકાર;
દેશ ડુંડી ફરે જય તણી આપણી,
જય કરો હર્ષના થાય ડંકા.

છો તમે નીપુણ સરવે બડા વાંકડા,
બંકડા વીર શુરવીર બંકા;
રાખજો રાખજો જય તણી આશના,
ચોખુટે વાગશે શુભ ડંકા. ૬

અરે ક્ષત્રી બચ્ચાઓ! અરે આજ અમર કીર્તિ મેળવવાનો સમય હાથથી જવા દેશો નહિ. પરમ પવિત્ર તમારા પુજ્ય સ્વર્ગ મૃત્યુ અને પાતાળમાં પોતાના સુકર્મથી પ્રકાશિત છે, ત્યારે શું તમારી દિવ્ય મૂર્તિ સર્વ ભોમમાં નહીં વખણાય? જય પતાકાનાં ફરફરતાં નીશાન ચોગરદમ તમારા પરાક્રમે છવાઈ રહેલાં છે, ત્યારે શું આ વખત તેમાં વિશેષ વૃદ્ધિ નહિ કરો? અરે આજ યુદ્ધ રૂપ તોફાની વાદળમાં તમે અદ્રશ્ય થયા છો; પણ શસ્ત્રરૂપી સૂર્યથી પ્રકાશિત દેખા નહી દો! ધનુષ્ટંકાર કરી પશુ રૂપ અરીને હણો; તમારા બાણ ધંટાએ આ ઘાટા અંધકાર દૂર કરો. અને વિજય મેળવો.

**પૃથિરાજ**—(બાલુકરાય પ્રત્યે) અરે દુષ્ટ! અધમાશુર! તું વગર વિચારે ચડી આવેલોછે તો જો, કે તેનો કેવો બદલો આપુછું.

**બાલુકરાય**—અરે કર્મહિણ પીથલ, તારાથી શું બનવાનું છે. મહારાજના તેડાનો તેં અનાદર કરેલોછે, તો જો કે દુષ્ટ, તેનાં કેવાં ફળ ચાખે છે.

**વિદુષક**—અરે, ફળ તો ઘણાં મીઠાં ચાખશો. ધીરા ખમો ધીરા, વીરાના હાથ હજી નથી જોયા.

**બાલુકરાય**—શું તમો મદમસ્ત જેવાઓને નહિ મારવાનો?

**વિદુશક**—ખરેજ! જોઇ આપની શીકલ. માઇના પુતના જ્યારે જમદુત જેવા હાથ પડશે ત્યારે તમારૂં ભુત પણ ભાગી જશે.

**બાલુકરાય**—જોઇશે ત્યારે શું થાયછે. (પૃથિરાજ તથા બાલુકરાય બંને પટાબાજીથી લડેછે. થાકથી બાલુકરાય હઠેછે એટલે)

**પૃથિરાજ**—આવ મેદાનમાં, અને બતાવ તારી બહાદુરી. જોઇએ ક્યાં છે.

(એમ કહી બાલુકરાયને પકડેછે અને એક જખમથી પૂરો કરેછે.)

વિદુશક—વાહ! તેગ બહાદર વાહ! તાંટીયા કેમ તફડાવી તફડાવીને અફાળો છો. બીજાજમાં તો મરી બીઠાં હતાં, દીઠાંકે?

પૃથિરાજ—પરમ કૃપાળુ પ્રભુની કૃપાથી આજે કહા શત્રુ બાલુકને માર્યો છે. મુઠ્ઠી ભર સીપાઇઓથી શત્રુ સાગરને ઉલંઘ્યો છે. ઉછળતા ભરતી રૂપ મોજા ખાળ્યા છે, એ સઘળી કૃપા એક શાક્ષાત સૃષ્ટી કર્તાનીજ; માટે ચાલો આપણે તેમની સ્તુતિ કરીએ.

"પુરણ થયોછે આ ખેલ, સજનો પુરણ૦"—એ રાગ.

નમીએ તમને જય દેવ સઘળા, નમીએ તમને જય દેવ. ટેક.
આપે અમોને શક્તી અરપી તો, કરીએ તમારી સેવ. સઘળા૦
કષ્ટ તણું આ વાદળ ઉતર્યું, તમથી તો તત્એવ. સઘળા૦
આવી રીતે તું સઘળે વિજય દે, સ્તુતિની અરપજે ટેવ. સઘળા૦
છેલે ચરણ આ નમીએ ચરણ તુજ, શરણ ધરજે દેવ. સઘળા૦

(આ સ્તુતિના સમયમાં રાઠોડી એક સરદાર બાલુકરાયના શબને ઉચકી નાસી જાયછે.)



# પ્રવેશ ૩ જો,



સ્થળ કનોજનું દીવાનખાનું.

**જયચંદ્ર, પ્રધાન વીગેરે રાજમંડળ.**

શુરશેન—(પ્રવેશ કરીને)

"દીલકુ ચેન એક દમ તેહે ચરએકો હન મીલતા નહિ"—એ રાગ.

હાય તમને શું કહું, ઉમેદ સારી ગઈ ઉડી;
જીત તો ખોકંડની હાય, ઇંદ્રલોકે વહી ગઇ. ટેક.
બાણથી બહાદુર બાલુક, ઇંદ્રને ભેટયો જઈ,
અશ્વમેધ તણી આશા, ધુળધાણી તો થઈ. હાય તમને૦

જયચંદ્ર—(આશ્ચર્ય દર્શક) ભલા આદમી! તું કોણ છે અને શું કહેવા માગેછે. બરાબર ચોખ્ખુ બોલ.

વિદુશક—ખોખ્ખુ કાઢી નાંખતો નથી. (સ્વગત)

શુરશેન—સાહેબ ઘણુંજ માઠું, બહાદુર બાલુક બહાદુરી કરતાં ઉર્વશીને ઉર વસી ગયો. વિજય કરવો છોડી અનંત કાળને માટે તે ઇંદ્ર લોકને ભેટ્યો. અહા! ઘણીજ અફસોસી.

જયચંદ્ર—અરે ભાઈ બાલુક! હાય! હાય!! (મૂછાં આવછે)

પ્રધાન વીગેરેયે સાવધનં કર્યા એટલે.

**લલિત છંદ.**

અરર! ભ્રાતરે શું તને થયું,
સુખ સદા હવે તો ખરૂં ગયું;
દળ હતું ઘણું પાસ તાહરે,
જય તણી હતી આશ માહરે. ૧
ક્યમ કરી કરે પ્રાણુ તે ગયો,
તન સુખી હતું ત્યાંથી કાં વળ્યો;
અરર ભ્રાતરે ક્યાં ઉડી ગયો,
દુઃખ તણો મને, નાખીને વળ્યો. ૨
રણ બહાદુરી ભાઈ માહરા,
જય હવે કહાં જોઉં તાહરા;
તુજ વિના હવે રાજ્ય ના ગમે,
દરદ તાહરૂં દીલને દમે. ૩
સકળ રાજને પાટમાં બધે,
સકળ હિંદના સૈન્યમાં સંધે;
તુજ બરોબરી કોઇ ના મળે,
દુખ હવે નહી માહરૂં ટળે. ૪
વિખુટતા થયા રામ ભ્રાતથી,
મન રહ્યા જરા આપ શાંતથી;
ત્યમ દુખે કરી દેહ હું ધરૂં,
તુજ વિયોગથી ઝુરી હું મરૂં. ૫
સુખ સદા હવે વેહતું થયું,
કરમ માહરે દુઃખ તો રહ્યું;

સુખ તથા દુખે ભ્રાત ભાગલે,
અવર ના કોઈ લેશ ભાળ લે. ૬
સુખ સમે ગમે નાર સર્વને,
દુખ સમે ગમે માત સર્વને;
રણ મધે ગમે ભ્રાતતો ખરે,
હરખથી સદા સહાય જે કરે. ૭
જઈ કહાં હવે જોઉં તુજને,
તુજ વિના ગમે ના નહી મને;
ધિરજ ના રહે દિલમાં દમે,
મુખ નિહાળવા પ્રાણ આ રમે. ૮
વખત એક તું બોલ ભ્રાતરે,
પ્રીય ગણી કરૂં વહાલ તાતરે;
મન થશે બહુ જોયી શાંતરે,
ક્યમ નહી ખરે બોલ ભ્રાતરે. ૯

અરે! ભ્રાત! આવા સુખં અવસરને સમયે તું હમેશને માટે સાહપો જઈ આ દુઃખી દેહને હ્યાં નાંખતો ગયો. મારા પ્રિય બાળકા તારી સોના સરખી સકોમળ કાયાથી કઠોર બાણ તેં કેમ સહન કર્યાં? અરે ભ્રાતા મારા સુખને સારૂ તેં મહા ભારત કામ શીર પર આટલાજ સારૂ લઇ છેલ્લી રામરામી કરી? અરે ઈંદ્ર! તેં તારી અપસરાઓને કેમ ન વારી કે જેમણે મારા ભ્રાતને સદાને માટે લોભાવી લીધો; અરે કાળચક્રના ધરનારા જમદૂતો! તમે આખી પૃથ્વીમાંથી મારા ભાઇનેજ કેમ શોધી કાઢ્યો? મારા શુરવીર બાલુકરાયને મરેલો જાણી મારૂં હૃદય ફાટી જાયછે. જેણે મોટા મોટા ભૂપતિઓને તાબે કરી ચરણું સ્પર્ષ કરવાની ફરજ પાડી; જેણે શહાબુદિન તથા એવા બીજા મદાંધ રાજાઓનો સત્વર અહંકાર તોડ્યો; સ્વતંત્ર થએલાઓને ખંડણી આપતા કર્યા; એવા બાલુકનાં હું ક્યારે દર્શન કરીશ? હાયા હાયા! એ હીરો ખરી જઈ પ્રકાશમાં તુટ પાડે છે!

પ્રધાનજી—એ મહાન બાલુકરાયનો જરા પણ શોક ન કરવો જોઇએ મહારાજ! કેમકે જેનો મૃત્યુ લોકમાં ઘણો ખપ હોય તેનો ત્યાં પણ હોયછે. માટે બહાદુર હોય તે થોડું જીવેછે અને તેટલા અરસામાં તેનું મોત પરાક્રમ કર્મમાંજ થાયછે કે, જે શુર લોકમાંપણ વખાણવા લાયક ગણાય છે. પ્રારબ્ધ કર્મથી સંયોગ થતાં અને પાછા સ્વ કર્મ ક્રમે કરી વિખુટા થતાં જ્યમ ચતુરે માસમાં જળ પ્રવાહ સર્વ સ્થળે સંયોગ થઈ અંત્યે વિખુટા થાયછે, તેમ આપણ માટે વાસ્તવિક રીતે પણ શોક કરવો દુરસ્ત નથી.

જયચંદ્ર—પોતાના અથાગ પ્રેમાળ ભાઇનું મૃત્યુ શુણી કયો અભાગી પ્રાણી શોક કર્યા સિવાય રહેશે? પક્ષીઓ કે જાનવરો પોતાનું બચ્ચું ખોવાએલું કે મરીગએલું જાણી કેટલી દીલગીરી કરેછે? ત્યારે તો આપણે માનસિક પ્રાણી છીએ.

પ્રધાનજી—પણ સાહેબ! આત્મા દેહાદિથી નોખો હોવાને લીધે મરતો નથી, પણ અમર છે, શુદ્ધ છે, અને સર્વમાં વ્યાપક છે. એટલા માટે તેને મરી ગએલો, દુબળો, મેલો કે જુદો પડેલો અજ્ઞાનથી માનીને મહારાજા શોક નહિ કરો. આ જે કાયાછે તે પંચ તત્વ સમુદાયક દર્શક પ્રતીમા છે. તેમાં જ્યારે આત્મા પ્રવેશ કરેછે, ત્યારે સર્વ કાંઇ કરવા શક્તિવાન થાય છે. પણ આત્મા તે માંસ રૂધીરની અપવિત્ર પ્રતીમા અન્યોઅન્યની સહાય સિવાય કાંઇ કરી શકતા નથી. જ્યારે એ આત્મા ચાલ્યો ગયો ત્યારે તેની શું ઉદાસી?

જયચંદ્ર—હું આખા ભરતખંડનો મહારાજા ધિરાજ છું, મારી પ્રતિતુલના કરનાર કે શીર ઉચકનાર કોઇ પણ નથી હું મહા જોરાવર હોઈ અદંડ્યને દંડી શકુ તથા ધાર્યું કામ સિદ્ધ કરીશકું તેવો છું. પણ મારાજ અશ્વમેધ યજ્ઞમાં એક પતંગીએ મુશાલ ઓલવી. અને તે પણ એક પૃથિરાજ! હાય! હાય!! મારૂં કાળજું ફાટી જાય છે!!

પ્રધાનજી—મહારાજ! પ્રથમથીજ મારી ઇચ્છા તેને જીતવાની હતી.

જયચંદ્ર—

"પેહેલું મેં ઝેરી નાગકો હય જાનકે પાલા." એ રાગ.
જાણીને આવો મેં તેહને જરા પાળ્યો નથી,
દુશ્મન લેખી મેં આવો તે જરા દુભ્યો નથી; ટેક.
ભરત ખંડના રાયમાં, વરતાણી મારી આણ,
ભ્રાત સમ લેખી મેં તેને જરા દુભ્યો નથી; જાણીને૦
રાક્ષસે ભંગ કર્યો મારો યજ્ઞ તો ખરે,
લાખો ઉપાયે તે હવે બનવાનો તો નથી. જાણીને૦
એક કાર્ય તો નિષ્ફળ માહેરૂં ગયું પ્રધાન,
બીજુ સુકાર્ય મારૂં તો જવા બેઠું નથી. જાણીને૦

પ્રધાનજી—વરમાળા આરોપવામાં સ્વયંવર મંડપમાં કેહીરકંઠીરને આપે લાયક ગણ્યો છે પણ રાજકુંવરીના હૃદયમાં કાંઈ અવરજ હશે તો! માટે નીપુણ દાસી પ્રભાવતીથી ગુપ્ત પૂછા કરાવીએ.

જયચંદ્ર—ત્યારે તો પ્રભાવતીને સત્વર બોલાવો.

પ્રધાન—જેવી આજ્ઞા મહારાજ ( એક દાસને મોકલેછે તે બોલાવી લાવેછે)

પ્રભાવતી—(પ્રવેશ કરતાંજ) વંદન કરૂંછું મહારાજ !

જયચંદ્ર—દાસી પ્રભાવતી આજે એક તુજ સરખું કાર્ય છે. તો તે બજાવી આપ.

પ્રભાવતી—મહારાજ દાસીને શો હુકમ છે? જે ફરમાવશો તે બજાવવાને તૈયાર છે. (મહારાજા પ્રધાન તરફ નીહાળે છે એટલે)

પ્રધાન—પ્રભાવતી ! તમે કુંવરી સાહેબને અવાસ જાઓ અને કુંવરી સાહેબ કોને વરવાને હર્ષિત છે તે ગુપ્ત જાણી આવો. આ કાર્ય પાર ઉતારશો તો ઈનામને પાત્ર ઠરશો.

પ્રભાવતી—આપના પ્રતાપથી એ ખબર અથથી ઇતિલગીના હું લાવી વિદિત કરીશ સાહેબ! મોટાં મોટાં કાર્ય કરી લાવુંછું ત્યારે આની તે શી વિશાત ! (જાય છે.)

(મહારાજા આરામ કરી જાયછે)

—**—

# પ્રવેશ ૪ થો.



સ્થળ કનોજમાં સંયોગતાનું વિચાર ભુવન.

સંયોગતા—(એકલી)

(કયેસીરે ઝલક બતાઇ)—એ રાગ.

વિઘ્ન આડાં શું આવ્યાં,
સખી કેમ નાથજી ઘેર નાવ્યા,
મોહિત હુંતો તુજ પર થઇધું,
વાલા કાંઇ સંદેસા ન કહાવ્યા. સખી કેમ૦
પ્રીત તણા તે પાસમાં બાંધી,
વાલા અધિક અધિક લોભાવ્યા. સખી કેમ૦
જય કર્યાછે રણમાં રમીને,
તમે ઉત્તગે ઉત્તર જય ફાવ્યા. સખી કેમ૦
પ્રેમ સાગરમાં હુંતો બુડીધું,
છતા અધિક પ્રેમ વરસાવ્યા. સખી કેમ૦
ગરીબડી આ દાસીની વ્હારે,
સ્વામી કેમ હજુ નહિ આવ્યા. સખી કેમ૦

પ્રભાવતી—(ગુપ્ત પેરવીથી મન લેવા વર્તવા સારૂ)

લાવણી.

બાઇ પૂછું હું તમને વાત અતી સુખકારી,
તુજ થરહરતી કેમ કાય કામજ્વર કારી—
ધર્યા સોળ અતી શણગાર પતીજી કાજે,
વીણ પતી વિના બાઇ આજ દેખી દિલ દાઝે;
પેર્યા પટકુળ હીર ચીર પતી વિણ નારી,
તુજ થરહરતી ક્યમ કાય કામજ્વર કારી. ૧
જોઇએ ફુલ ગુલાબી ભમર પુષ્પ લૂંટનારો,
સચવાય વાદી વિણ સરપ તણો ક્યમ ભારો;
થઇ સાર તમારી વાર નથી જયકારી,

તુજ થરહરતી ક્યમ કાય કામજ્વર કારી. ૨
અહીં કામ બાણ અતી ભમર કમાને ચડાવી,
જખમીને કરવા સુખ ચંદ્ર મુખ નારી,
કરી ઘાયલ પરથમ શાંત પછી કરનારી,
તુજ થરહરતી ક્યમ કાય કામજ્વર કારી. ૩

સંયોગતા— બનજારા.

બાઇ વર્ણન ઠાલું શું કહાવે, તેમ તેમ શું જીવ રીબાવે;
નથી પ્રાણ પતી જ્યાં પ્યારા, તેમ નથી ખબર કાંઇ સારા;
જે આવીને પ્રેમે બોલાવે, બાઇ વર્ણન ઠાલું શું કહાવે.

પ્રભાવતી—છે પ્રાણપતી સુખ ચેને, વરવાની તલપછે એનેજી.
અતી પ્યાર એ તુજ પર બતાવે (સં) બાઇ વર્ણન૦

સંયોગતા—કાંઇ પતી નથી પાદરમાં, તેમ નથી પીતાના કરમાંજી;
જે તું વર્ણન કર હાવ ભાવે, બાઇ વર્ણન ઠાલું શું કહાવે.

પ્રભાવતી—કહો ક્યાં છે પતીજી પ્યારો, મન વાંછિત જે તમારોજી;
હાલ પતિ કહાં રહી શોભાવે, (સં) બાઇ વર્ણન૦

સંયોગતા—જે સત્તાધારી રાજા, શુર પૂર ને ભરપુર તાજાજી;
તેથી મોહીત છું હું ભાવે, બાઇ વર્ણન ઠાલું શું કહાવે.
શું ખબર તેના જાણે તું, તલખુછું સાંભળવાને હુંજી;
માટે ખબર હોય તો કહાવે, બાઇ વર્ણન ઠાલું શું કહાવે.

પ્રભાવતી—બાઇ પ્રિય પીતા જે તમારા સુખકારી સદા કરનારાજી;
તેતો પતી બીજાને નીમાવે, બાઇ વર્ણન ઠાલું શું કહાવે.
બાઇ કેહીર કંઠીર બળીઓઃ—

સંયોગતા— શું પ્રપંચીને કળીઓજી;
શું પીતા તેને તેં લાવે, બાઇ વર્ણન ઠાલું શું કહાવે.
છે સ્વયંવરની રીતિ, તો નથી મારા દિલ ભીતીજી;
માટે રહીશ એથી લ્હાવે, બાઇ વર્ણન ઠાલું શું કહાવે.

પ્રભાવતી—કુંવરી સાહેબ એવાં સ્વતંત્ર શું બની જાઓછો ? પીતાજીની કાંઇ મરજી તો રાખો.

સંયોગતા—નહિ! નહિ!! પીતાજીએ એ કામ પોતાના હાથમાં રાખવું હતું તો સ્વયંવર રચવાની શી અગત્ય?

પ્રભાવતી—ત્યારે શું ખરૂંછે કે પૃથિરાજઃ— (અચકેછે)

સંયોગતા—(એકદમ) ગમે તેમ હો, તમારે પૂછવાનું શું કારણ?

પ્રભાવતી—એતો ખરૂં, પણ અમારે તમને હિતેચ્છુ દાખલ સલાહ આપવા યોગ્યછે કે દેહીરકંડીર નહિ તો સ્વયંવર મંડપમાં તમારા રૂપ અને કૂળમાં બરોબરીઆ ઘણાજ રાજા રાજકુંવરો એકઠા થયાછે તેમાંથી કોઇને પસંદ કરો. પણ પૃથિરાજ કે જેણે તમારા પીતાનો યજ્ઞ ભંગ કરી કાકાનો વધ કીધો તેના વિશેનો વિચાર છોડી દોતો સારૂં.

સંયોગતા—યજ્ઞ ભંગ કે કાકાના વધ સામું જોવામાં મારો સ્વાર્થ નથી. મારો સ્વાર્થ તો મારા બરાબર રૂપ અને પરાક્રમ વાળો જોડી ગોતવામાં છે.

પ્રભાવતી—બરાબર, રૂપ અને પરાક્રમમાં તો એના જેવા ઘણાક રાજા ને રાજકુંવર બતાવીએ.

સંયોગતા—તમારા મનથી તો ઘણાએ હશે પણ મારા પીતાએ કળી વર્જિત યજ્ઞ આરંભ્યો તેમાં બકરાના ધણની માફક દોરાઇ આવ્યા ત્યારથીજ મેં તેઓનું પરાક્રમ જોઇ લીધું.

પ્રભાવતી—પણ પૃથિરાયે તમારા પીતા સામી કમ્મર બાંધીછે અને તમારા પીતાનું બળ તો તમે જાણોછો કે તે મન પર લેશે તો પલ વારમાં તેને બાંધી કેદ કરી લાવશે કે વધ કરી નાંખશે ત્યારે તમારા શા હાલ થશે.

વળી પીથલ બાપનો વૈરી, જાણો સર્પ જેવો તે ઝેરીજી;
માટે ફાવશો નહિ એ દાવે, બાઇ વર્ણન ઠાલું શું કહાવે.
જો ખબર પીતાને પડશે, તો કાર્ય તમારૂં ન સરસેજી;
નક્કી કેદ કરે કાં સંહારે, બાઇ વર્ણન ઠાલું શું કહાવે.

સંયોગતા—શુદ્ધ મન મારૂં તે તરફે, તેથી કાર્ય મારૂં તો સરસેજી;
રહું પ્રાણપતીને હાલે, બાઇ વર્ણન ઠાલું શું કહાવે.
તેને સુખે રહું હું સુખી, તેને દુઃખે રહું હું દુખીજી;
મરૂં કાર્ય જો મારૂં ન થાએ, બાઇ વર્ણન ઠાલું શું કહાવે.

એ સિંહ પકડાય તેવો નથી. અને દૈવયોગે મારો પીતા તેનો

વધ કરી શકશે તો મારૂં અંતઃકરણ તેના તરફ નિર્મળ છે માટે મને સત ચડશે અને હું કુંવારેજ સતી થઇ જગતમાં જશ કમાઇ સ્વર્ગ-નો પ્રાપ્તી પામીશ.

**પ્રભાવતી**—એઓની ચાલ તમોને કેમ નાપસંદ પડેછે.

**સંયોગતા**—સ્વયંવર કર્યો એટલે પરણવાનું કામ પરણનારના હાથમાં હોવું જોઇએ, છતાં તેમને માંહે હાથ શા માટે નાંખવો જોઇએ?

**પ્રભાવતી**—સાહેબ! એ આપને સુખી કરવા અને કેહીરકંઠીર મહા બળવાન છે તેથી તેનું માન સઘળા રાજાઓમાં વધારવા સારૂંજ; વળી રજવાડામાં પરણાવેલી પુત્રી પીયેર આવવા પામતી નથી પણ તમારા ઉપર અથાગ વહાલ હોવાથી પીતાજીએ આ યુક્તી રચી. જેમાં તમો તો ફરી ગએલાં દીસોછો. તો પણ સફળ કાર્યાર્થે આપ ચેતતા રહેજો. રાગ ઉપરનો.

કરી કાર્યને રહેજો સુખી, કદી થાશો નહિ જરા દુખીજી;
દઊં આશીષ એવી કે ફાવે, પાર પાડે પ્રભુ આ દાવે.

(દાસી મચકો કરી જતી રહેછે)

**સંયોગતા**—(સ્વગત) આ અચાનક આવી ભલું મનાવી એક દમ ચાલી કેમ ગઇ ?

મંદાક્રાંતા.

આવી દાસી ગણી ગમતને પામવા ભેદ ભારી;
વાતો ચાલી નવિન સઘળી, પ્રીતની શુભકારી;
વાતો વાદે બની સકળ આ; વાતમાં ભેદ ભારી,
પોતે ધારી પ્રપંચ મનમાં, વાત લીધીછે મારી.
કાંતો જોવા નકી ગુપતથી, તાતની મોકલેલી;
તેથી આવી ઘણી પતી તણી વાત લીધીજ પેલી;
મેં ભુલાવો કર્યો ભરમથી પ્યારની વાત કાડી;
કૂડી દાસી હતી સમજીના આવતી પાસ દોડી.

(મોટો પડદો પડેછે)

**द्वितिय अंक समाप्त.**

# અંક ૩ જો.



## પ્રવેશ ૧ લો.

સ્થળ પૃથિરાજનું વિચાર ભુવન.

**પૃથિરાજ**—(એકલો વિચારમાં પડી) હાય ! હાય ! ! મેં મારેજ હાથે મારા રાજ્યની ક્ષીણતા કરી, બહાદુરમાં બહાદુર તથા જેના મસ્તક પર ચામુંડાનો હાથ છે. એવા સર્વોત્તમ શુરવીર સેનાપતી ચામુંડને મેં કેદ કીધો ! જેના પરાક્રમે કરી અજમેરમાં હજારો પીરની કતલ ચલાવી નગર બચાવી લીધું; જેના પરાક્રમે કરીને રોશન અલીનો આગિયો અટકયો; જેનાથી કરી ભીમ ભાંગ્યો; મહોબા લીધું અને બાલુકરાયનો વધ કર્યો; એવા વિર્યવાન નરને એક મૂરખને અદેખા સરદારનાં કહેવાથી ઝેર આણી બંધન કર્યા? વળી તેમાં વિશેષ મૂર્ખાઇ કરી તેને લોહ સાંકળે કસી લોહ શસ્ત્ર ધરવાં નહિ એવું વરદાન લેવા દીધું ! અરે પરમેશ્વર ! એવી મારી શી મૂર્ખાઇ! વિનાશ કાળે વિપરિત બુદ્ધિ પ્રમાણે અધુરામાં પૂરૂં વળી એક સ્ત્રીના કહેવા પર અમલ કરી ચતુર પ્રધાન કયમાશને હણ્યો જે ચામુંડરાયના બળ થકી જીતી આણેલી ઇચ્છન કુમારી તેજ અંતે તેના ભાઇ કયમાશનો જીવ લેનાર થઇ પડી ! જે કયમાશની સલાહથી અટુપૂરનું ધન લઇ હું ધનવાન થયો, તેનોજ હું એક કટ્ટો શત્રુ થઇ પડયો છે ! જેની સહાયથી મૂળ સ્થળના પડિહારને ભાંગ્યો; ગૌરી પાદશાહ શહાબુદ્દિનને કેદ કર્યો; હિંદુ મુસલમાન બંનેને ડરાવ્યા તથા ચહુઆણ રાજ્યની ચડતી કળા કરી; તેનોજ હું ક્રૂરપણે સૂર્ય અસ્તપમાડનારો થઇ પડયો ? જે બંને ભાઇઓની સલાહ અને શુરથી બળવાન થયો તેજ આજીવિકા વાળા વૃક્ષને થડમાંથી છેદક થયો. કેટી વરદાઇ સરદારો મારી રાજસભામાં હોવાથી મારા રાજ્યની કેટી કીર્તિ ગવાણી છે, પણ હવે તે આધાર વિનાની પડી જવાની. ચામુંડરાયને કયમાશ રૂપ બે રાજસ્થંભ ખસવાથી મારા રાજ્યની

છત ઢીલી પડી જશે અને તે પર બીજાઓ હુમલો કરીને તોડી પાડશે. અરે! અરે!! હવે એ સઘળું પસ્તાવું શા કામનું!!! હવે વિમાસવામાં શો માલ!!! નથી કયમાશ ડાહીમો આવવાનો કે નથી. મત મુકી લોહનાં હથિયાર ચામુંડરાય કરમાં ઝાલવાનો અરે! મારી કીર્તિનો કળશ ઝાંખો પડી રાજ્ય પતન થવાની દેખા દેખી.—

નેપથ્યમાં.

સોરઠો.

પાળક સર્વના આપ, વિઘ્ન સમૂળાં હરિ હરે;
આશિષ દેછે ચંદ, કર જોડીને પ્રેમથી.
શોક સાગર સમ સર્વ, બેઠા કેમ મહેલમાં;
જાહેર કરવા કાજ, આવ્યોછું હું હોંશથી.
પરતાપી પૃથિરાજ, વિમાસણ નવ કરો જરા;
પ્રથમ વિચાર્યું ન મન, હવે કાંઇએ નવ સરે.
ધન્ય ધન્ય પરિવાર, ધન્ય સોમેશ્વર પૂતને,
ધન્ય પીથલ પરતાપ, દુઃખ હરો સૌ દેવતા.

કેટલાએક સરદારોનો પ્રવેશ.

સરદારો—મહારાજા પૃથિરાજનો જય. (નમસ્કાર કરી બેસી જાય છે)

પૃથિરાજ—મારા વિચાર ભુવનની અંદર તમે સઘળાઓ સરદાર હાજર થયા પણ પ્રધાન કયમાશ કેમ નથી હાજર થયો? માટે બોલો તે કયાંછે ને કેમ નથી આવ્યો? (સરદારો વિચારમાં પડે છે.)

ચંદ—(પ્રવેશ કરીને) મહારાજા ધીરાજને ઘણી ખમા; ચક્રુઆણપતી પૃથિરાજને ઘણી ખમા; દિલ્હીપતિને ઘણી ખમા. (બેસેછે)

પૃથિરાજ—બારોટજી! જો તમે માતાના ખરા વરદાઇ હો તો કહો કે હાલમાં ચતુર પ્રધાન કયમાશ કયાંછે? શું કરેછે ને કેમ નથી આવ્યા? જો પ્રશ્નનો ઉત્તર નહિ આપો તો વરદાઇ પદ પરથી તમારો હક ઉઠશે.

ચંદ—પરથિનાથ! તેના બદલામાં હું એક વચન માગુછું.

પૃથિરાજ—જ્યારે તમે વચન માંગોછો તો તે પ્રત્યે મારો પણ એજ વિચાર, હું પણ સામને વચન લેવાનો.

ચંદ—જેવી મહારાજની ઇચ્છા. હું વચન આપવા તૈયાર છું.

પૃથિરાજ—જાઓ વચન આપુછું. જે માંગશો તે આપીશ. મારે હવે કહો કે ડાહીમો ક્યાં છે?

ચંદ— લાવણી.

"જાણ્યું ફાંકડે ગયું બીટંટા ક્હેર શહાબુદિન તણે કરે"
એ ઢબ પર.

ધરો ધ્યાન શ્રોતા મુજ આગે, ભણું ભાવથી ભેદ કહી;
મહારાજા પૃથિરાજની આગે, કુડ તણી તો વાત નહી;
ઘણા ભાવથી લહેર લૂંટતા, મેહેર હતી મહારાજ તણી;
ઘણા પરાજય પામ્યા એથી, ચામુંડની એ કથા બણી. ૧
હાથ અતી વળી સાથ દેવીનો, સહાય રહે ઠામે ઠામે;
એ સાક્ષાતી સાહ્ય રહેથી, પાર પડ્યો ઠામે કામે;
જયથી જય મેળવતો રણમાં, ક્ષણમાં કરતો દુસ્મન ઠાર;
રીપુના દળને સંહારી, લેશ માત્ર ધરતો નહિ પ્યાર. ૨
બહુ કીધી બહાદુરી જેથી, રાય તણા મનમાં ભાવ્યો;
સર સેનાની પદવી લીધી, બહાદુરીથી બહુ માલ્યો;
જેષ્ટ ભ્રાતતો બહુ બુધવંતો, મુખ્ય પ્રધાની પામ્યો વડી;
ઉપરા ઉપરી થઇ ચડતી, તો પણ પાછી તે આવી પડી. ૩
ઉદય અસ્ત ને અસ્ત ઊદય, એ રીત બનાવી ઇશ્વરે આપ;
જન ભડકીને ભાગે ભમતાં, પણ મૂકે નહિ મરણી સાપ;
કાળ ઝડપી લે જળના જળચર, ખગના ખેચર ને ભુચર;
મરણ પવન એ પળ મૂકે નહિ, મર મૂકે શીશે જ્યમ કર. ૪
જર જમીનને જોર માટે, મોટાં મોટાં રાજ્યો લડ્યાં;
કોઈ તેમાંથી તુટી પડીને, કોઇ કોઇ તો રઝળી રળ્યાં;
જર ધરણીને માટે લડતાં, સંધી થાતી ઝાઝી વાર;

પણ જોરૂના જોર તણા તો, લડતાં જુદા પડતાં વાર. ૫
રાજ ગયું રાવણનું તેથી, દુર્યોધન તો ડુબી ગયો;
એ સઘળું પત્નીને કાજે, લડતાં ક્યાં ન સંપ રહ્યો;
નિર્લજી એ ચીજ કરીછે, સ્ત્રી જાત પૃથવીમાં ઈશ;
એ માટે લડતાં જન ઉગર્યા, કોઈ હશે જાણે જગદીશ. ૬
હતો શાણો સુખવંતો ડાહ્યો, ડાપણમાં ડાહીમો ઘણો;
અંત સમે કોઈ કામ ન આવે, ભંડારી હોય બુધ તણો;
ગયો રાજના કાજજ માટે, સાંજ સમે પોતે દરબાર;
મહારાજા એકાંતે ગૃહમાં, હશે નકી કરી એ નીરધાર. ૭
રાજા તો નવ નજરે પડીઆ, કામાંધી કર્ણાટકી જોઈ;
મૃગ નયની કટાક્ષી બાણો, ખાધે મૂર્છા પામ્યો સોઈ;
એક બીજાની નજરા નજરી, તેથી વૃદ્ધિ પામ્યો કામ;
મૂર્છામાંથી શુદ્ધે આવ્યો, ડોસતો ચાલ્યો સ્વધામ. ૮
પાછળથી પતિ પરમાણે, પાણી ગ્રહણ કરવા કાજ;
ડાહીમાને દાસી સાથે, બોલાવ્યો છોડીને લાજ;
લોહ બાણના જખમ થકી તો, જન બચશે જાણોજ જરૂર;
ચંદ્ર વદનીના નેન કટાક્ષે, કોણ બચ્યો ઘા શખ્ત કરૂર. ૯
કામ કટારી લાગી તેથી, ડાહીમાનું ભાન ગયું;
દાસી તેડું આવ્યું તેથી, મગ્ન દિલ તો તેનું થયું;
કામાંધીને ભય નવ હોએ, લાજ રહે નહિ લેશ જરૂર;
મનમાં ખુશ થાએ એ વાતે, તે ખાતે પોતે મગરૂર. ૧૦
ડાહ્યો ડાહીમો એમજ જુલ્યો, ચતુર કાગ નર્કે બેઠો;
એષ હાલે ચાલ્યો પોતે, જેથી રહેતો ખીત છેટો;
મરણ સમે તે કાંઈ ન સૂઝે, બુદ્ધિ નાસે સઘળી વળી;
અંત સમે આવું તે સૂઝ્યું, સુબુદ્ધિ તો નાઠી ટળી. ૧૧
કર્તારે તે વાત બનાવી, બજાવવી ભરપૂર ખારે;
તે કારણ મહારાજા આવ્યા, માનિતીને મહેલ પરે;
શોક તણું તે દુઃખ ટાળવા, રાણી કરતી બહુ શોષો;
તે પરમાણે આવે ટાણે મહેલે આવ્યો જ્યાં કુડો. ૧૨

જાઓ મહારાજા જુઓ આપની [1]પાસવાંનનાં તો ધર્મો;
વિશેષ બહાદુર [2]ડાહીમો, ડાપણીઆં જેનાં કર્મો;
આપ રહો જંગલમાં રમતે, પાછળથી કામો થાએ;
એથી ઇજત ધામ મહીથી, સુર લાજ ચાલી જાએ. ૧૩
રહું રાત હું ખાંતે અહિયાં, તપાસ કરશું પરભાતે;
મહારાજે ઉચર્યું મુખમાંથી, [3]રાણી બોલ્યાં ત્યાં તાતે;
દાસી છે માટે નહિ બોલો, વળી ડાહીમો બુધવંતો;
શુરામાં શુરો છો સાળો, એના જેવો નહિ કંટો. ૧૪
માટે બીક ધરીને રહેશો, કાંતો તેના તાબેદાર;
બીજે દિવસે અમને માંગે, તો આપો નક્કી નીરધાર;
રાણીની તે બાણ વાણીથી, પૃથુસિંહ બહુ ઝાંખો થયો;
તીર કામઠું ગ્રહીને કરમાં, પાસવાન મંદિર ગયો. ૧૫
જઇને બાણ થકીતો માર્યો, બહાદુરી કયમાશ અરે;
પાસવાન તે નાશી જઇને, કનોજ મધે મોજ કરે;
આ સઘળી વાતોથી વાકેફ, સાફ રીતે દેવીથી થયો;
ચામુંડાએ રાત્રે આવી, સર્વ વૃતાંત બન્યો તે કહ્યો. ૧૬

પૃથિરાજ—બારોટજી! સત્ય વાત છે. ખરેખર હવે દેવીનાં વરદાઇજ. પણ તમો ન રાખવું માગવાના શું હતા?

ચંદ—અન્નદાતા! આ બીના પ્રસિદ્ધ કરવા અહીં આવતો હતો તે વખત સત ચડેલ કયમાશની સ્ત્રી સામી મળી તેણે મારી પાસે પોતાના સ્વામીનું શબ માગ્યું જે આપવા હું બંધાએલો છું, માટે તે આપો.

ગુપ્તચાર—(પ્રવેશ કરીને) મહારાજ આપની થનાર અર્ધાંગના સંયોગતાના સ્વયંવરમાં કન્યા વરવાની અભિલાષે ઘણા નૃપતિઓ મળ્યા છે પણ આપને વરવાની તે ઉત્કંઠિત છે. આ માટે જયચંદ્ર તેને ઘણો સમજાવે છે પણ તે એકની બે થતી નથી અને આપ વીણ સર્વ ભ્રાતુ તુલ્ય માને છે. વળી મદાંધ બની જયચંદ્રે આપની સુવર્ણની પ્રતીમા બનાવી દ્વારપાળની જગ્યાએ ગોઠવી છે. એ રંભા સ્વરૂપ રામાનો પાણી ગ્રહવા તથા મદાંધ જયચંદ્રનો ગર્વ ઉતારવા તૈયાર રહો.

---

[1] કર્ણાટકી. [2] કયમાશ ડાહીમો. [3] ઇચ્છનકુમારી.

કન્હ—આ વિકટ કામ છે. કદાપી આપણો એક એક યુદ્ધો શત્રુના સો સો યુદ્ધાઓને સંહારે તો પણ કદાપી જય મળવો મુશકેલ.

રામગુરૂ—સંગ્રામ કરવાની શી જરૂર! જ્યારે આવા કાર્યમાં શ્રી કૃષ્ણ જેવાઓએ સ્ત્રી હરણ કરેલુંછે, ત્યારે આપણે પણ તેમજ.

પૃથિરાજ—બારોટ મારૂં માગેલું વચન આપવાની સરતે તમારી સરત પાળી આપું.

ચંદ—સાહેબ, સુખેથી બોલો. આપની કૃપાથી સર્વ કાંઇ કરવા શકિતવાન છું.

પૃથિરાજ—ત્યારે મને કનોજ શેહેર અને તેની રાજસભા બતાવો.

ચંદ—સાહેબ તે, પણ આપ મારા હાથ તળે લશ્કર આપો, અને મારા ચંબુ ધરનાર બનો તો. કારણ પ્રકાશિત રીતે તો ત્યાં જવું મુશકેલ.

ગોવીંદરાય—તરૂણ સ્વારોની એક સેના ચંદના ઉપરીપણા નીચે ચાલે અને તેની સાથે આપ પણ ગુપ્ત વેશે રહો. જેમ બીજા નૃપતીઓ તરફથી માન ખાતર એક એક એજંટ મોકલેલા છે, તેવીજ રીતે આપણી તરફથી ચંદ બારોટને મોકલવા. જેમ કરતાં જયચંદ્ર ભુલાવો ખાશે અને કન્યાનું હરણ કરી આપણું કાર્ય સાધી લેશું.

પૃથિરાજ—ત્યારે અહીંથી સારા સારા સરદારોથી એક લઘુ પણ બળિષ્ટ લશ્કર લેવું અને તેની સરદારો ચંદ બારોટની સમજાવી. આ માટે સાજની સઘળી તૈયારી બારોટજી તમારે કરવી અને ખરા શુરવીર સરદારોનોજ જમાવ કરવો. ખર્ચની બાબતમાં ખજાનચી તરફ લખી મોકલુંછું. સેનાપતી સિવાયના સઘળા સરદારો સાથે લેવા.

ચોપદાર—સભા બરખાસ્ત (વીગેરે.) જાયછે.

---

# પ્રવેશ ૨ જો.

વ્રજ દેશનું અરણ્ય.

કર્ણાટકી એકીલી.

કર્ણાટકી—(પ્રવેશ કરતાં)

શિખરણી.

પ્રભુ આ શું દીસે દળ કટક વૃક્ષો પરવતો,
નહીં રસ્તો દીસે જન ચરણ ચાલે ઠરવતો;
પગે લાગે કાંટા તરૂ પતિ ઘસેછે કરવતો,
નકી આને કે'છે જન વન બહુધા સરવતો.

અરે પરમેશ્વર રંગ મહોલમાં નીવાસ કરનાર તથા વન શબ્દનો શ્રવણ પણ નહિ કરનાર અબળાને સાક્ષાત અઘોર અરણ્યમાં લાવી મૂકી, રાજ મહેલથી ભ્રષ્ટ કરી! સેજ પલંગ પર પોઢનાર અને અચેન થતાં હજારો દાસીઓથી નોકરી લેનારને આજે સુવાના સાથરા વગર તનહા ટળવળતી કરી! જમણમાં જેને ભાત ભાતના ભોજનનો અણગમો હતો તેને આ તરૂલત્તાઓમાંથી વીણી ખાવા ફળફુલ આપ્યાં! ઊંચાં ઊંચાં પકવાનો ખાતાં જેને કંટાળો આવતો હતો તેને આજે ફરાળ કરાવી દિવસ ગાળવાનો વખત આપ્યો! જેને શણગારી સુશોભિત કરવા વસ્ત્રાલંકાર આદિક હીરચીર મળતાં તે આજે વસ્ત્રહિણ બની! જે ચરણે ભુતળ સ્પર્શ નહિ કરેલ તે આજે ચાલી ચાલી સ્થંભ બન્યા! જે ચક્ષુઓથી હર્ષના બિંદુ ઝરતા તેમાંથી શોકના અશ્રુનો પ્રવાહ થયો! મોટા મહાલયમાં મહાલતી કર્ણાટકી આજે અરણ્ય વાસી થઇ! હજારો અનુચર રક્ષિત કર્ણાટકી આજે તનહા નિરાશ્રિત!! આહ! રાજ્યમાંથી રંક! શેહેરમાંથી જંગલનીવાસી!! મહેલમાંથી ઝૂંપડી વિનાની!!! અને અમીરી અવતારમાંથી દારિદ્ર અવસ્થામાં આવી પડી કષ્ટ સહુંછું.!!!! હાય, હાય આ દુઃખમાંથી દમાતા કરતાં મરી મુકત થવું બહેતર.!

સખી આવીલો કારતક માસ કે કંથ સધાવીઆ—એ રાગ.

હવે શું કરૂં કયાં જાઊં, રહી વન એકલી;
મારે પાપે મૂવો કામાશ. ટેકી ગયો તે ઢળી.

હું છઉં અબળાની જાત, સબળ કોઇ જો મળે;
જોઇ કાંતિ મારૂં સ્વરૂપ, જુલમ મુજ પર કરે.
છઉં નિર્બળ અબળા હું છેક, પ્રભુ ટેક રાખજે;
મુજ પાપ ન લેખીશ એક, ગુનો મારો સાંખજે.
જોઈ તરૂવર મોટાં ઝાડ, વળી ઝાડી ભય તણી;
દેખી થર થર કંપે અંગ, સંગે નહિ બીયું ધણી.
ઊંચે શિખર અડકેલ ઠેઠ, ગીરી તણા ગગનમાં;
તેમ ખીણ ગઇ પાતાળ, નહિ મન મગનમાં.
એવા ઊંચા ચડી મહા પહાડ, કોતર ઉતર્યાં ઘણા;
વહે પાયેથી [1]શોણિત ધાર, શુળો વાગે નવ મણા.
વળી વાઘ વરૂની બીક, સરપ શેષ નાગની;
તેઓ હુક્કારે વીકાશી મૂખ, મહા વિકાળની.
તેમ અગ્ની તણા દિન આજ, દીએ તૃષા કંઠને;
ગળે કાંચકી બાઝી જાય, ખુટાડે ન પંચને.
વળી ઝાડીનાં ઝાઝાં ઝાડ, અડે મૂજ દેહને;
તેથી ફાટે વસ્ત્ર શરીર, વહે લોહી વેનને.
વળી ભૂખ તણું દુખ એક, ભોજન નવ ભાવતું;
તેને ફાંકા પડેછે આજ, કોઇ ન બોલાવતું.
સુવા મળતીતી સેજ પલંગ, પવન થાતા બહુ ઘણા;
નવ ઘાસનો સાથરો એક, નહિ કષ્ટમાં મણા.
એવાં દુઃખ સહુંછું અનેક, રહી જંગલ મહીં;
એથી મરવું બહેતર સાર, આપ ઘાતથી અહિં.
માટે કરૂં નકી આપઘાત, છુટું આ દુઃખથી;
નકી છૂટકો થાશે એમ, અહીંતો સુખ નથી.

અરે હરિ! આ અબળા તન પર કષ્ટનાં વન થયાં, અસહ્ય દુઃખ સહન કર્યું. પણ તે હવે મોજામાંથી મુક્ત કરવા મારી જીવન-દોરી ખેંચી લે.

શિખરણી છંદ.

અરે સૃષ્ટી કર્તા ધર અરજ મારી દિલપરે;

[1] લોહી.

દયા આણી કાંતો કર મરણ રસ્તો પ્રશ્ન અરે.

કરો મારો આરો હરિહર હવે આપદ ખરે;
ધરો આપારે કાં, અધવચ રહે તે કયમ તરે.?
ગળું ચોંટી જાએ વિણ જળ થકી આ વન વિષે;
ધસે રીંછો પૂંઠે, ²રુધિર તનથી ખુબ વરસે.
પગે કાંટા ભાગે, નયન મહિંથી નિર વરસે;
પડે દુઃખો આવાં, સહુન જીવતે કેમ કરશે?

અરે! પરમેશ્વર આ નિરાશ્રીતને નીભાવી નહી સુખી કરે? ભવ સાગરના તોફાની મોજાઓથી હીલોળે ચડેલું આ વહાણ તારવા શું શક્તિવાન નથી? સુખી કરવા ચાહતો હોતો આ દુઃખ દુર કર. અને હે હરિ! જો તારે મને પીડવી હોય તો આ દેહમાંથી અમર આત્મા ઘસડી લે. (એકદમ વિચાર સાગરમાં લિન બને છે) અરે જીવ તું આ તનમાં રહી શું સુખ માણવાનો? આ અભાગી અબળાના તનમાં રમવાને રામા રૂપે પણ ક્યાંથી સુખી થા. ક્યાંથી તે મોહાંધ બની તારી સુવર્ણ આત્મા આ પાષાણ પૂતળામાં નાંખી. અરે હાય આ કષ્ટમાંથી જિવનમુક્ત થવું એજ બેહેતર છે.

હે હરિ! મારા પાપ પુંજની હદ બની છે, ક્રૂર કર્મો કરી મેં અનેકને ફસાવ્યા છે, તારા નેક નિયમમાંથી ચળાયમાન થઈ મોહાંધ બની નિંદિત કર્મ કર્યાંછે, ક્ષણેક્ષણ પાપી ઠરીછું તોપણ તારો પ્રેમ ભાવ ઉતર્યો નહિ. પણ મારી સઘળી કાયા સંકેલી આ તન જીવન મુક્ત કર. (મૂર્છા આઈ ધરણી ઢળેછે અને રૂષી ધસી આવી મૂખ પર જળ છાંટી જાગ્રત કરેછે.)

રૂષિ—અરે બાઈ, તારી કાન્તિ પરથી તું રાજપત્નિ હો એવું દીસે છે, તારી વિલાપ વાણી પરથી ખરૂં સમજાયછે કે તારી ઉપર અનેક કષ્ટ પડયાં છે; પણ ધીરજ ધર. આપઘાત કરવાથી પાપી ઠરી પ્રભુરી નિયમ તોડવાનું કારણ બનીશ અને એથી પણ સખ્ત સજાને પાત્ર થઈશ.

કર્ણાટકી—હે બ્રહ્મર્ષિ! હું દીલ્લીપતી પૃથિરાજની પાસવાન છું. વખાની મારી ઓચિંતી આ જંગલમાં ભૂલી પડી છું. પતી પત્નિને અણબનાવ હોવાથી પૃથિરાજ કે તેના સરદારની દ્રષ્ટીએ

૨ લોહી.

પડતાં અસહ્ય સંકટ સહન કરવાં પડે, માટે મરી છુટવું વધારે સારૂં ધાર્યું.

**રૂષિ**—હે બાઇ! જયચંદ્ર રાઠોડે પોતાની પુત્રી સંયોગતાનો જે સ્વયંવર આરંભ્યો છે તેમાં કેહીરકંઠીર નામના પરમાર સરદારને ગુપ્ત વર નીમ્યો છે. પણ કુંવરીની હઠ પૃથિરાજથી લગ્નગાંઠ બાંધવાની હોવાથી રાજા રાણી તથા રાજમંડળ શોકમાં પડ્યુંછે. પોતાનો શોક સમાવવા અને મન રંજન કરવા મહારાજા શિકાર કરવા નીકળશે તેની દ્રષ્ટી તું પર પડશે અને તું પૃથિરાજની શત્રુભાવી છો જાણી તને સંયોગતાના સંરક્ષણ કાયાર્થમાં રાખશે એટલે તું પૃથિરાજ સંયોગતાના સંયોગમાં એક સાધન બનીશ. જેથી તારા ઉપરનો પતિ ક્રોપ શાંત થશે. (રૂષિજી અદ્રષ્ય થાયછે.)

**કર્ણાટકી**—અરે આશો આશ્ચર્ય! ઘડીક પેહેલાં હું મરવા તત્પર થએલી તેને એક રૂષીએ આવી બચાવી. આહ! શી પરમેશ્વરની ખુબી! ( જયચંદ્રનો પ્રવેશ )

**જયચંદ્ર**—અરે ચંદ્રવદની સ્ત્રી તું કોણ છે? અને અહિં એકલી કેમ ટળવળે છે.

**કર્ણાટકી**—મહારાજ હું એક માનવી છું. પતી કોપથી હું પિડીત થઇ છું. જેથી આ વનની અંદર મહા મહા કષ્ટ સહન કરૂંછું.

**જયચંદ્ર**—(ઓળખાણ પડતાં) અરે કર્ણાટકી!! પૃથિરાજની તરછોડેલી તું અહિં રખડેછે? ચાલ મારી સાથે શેહેરમાં હું તારૂં ધર્મની છાજતી રીતે સંરક્ષણ કરીશ.

( બંને શેહેર તરફ જાયછે.)

**જયચંદ્ર**—(ચાલતાં) પણ કર્ણાટકી તું મારા નાના ભ્રાતની ભાર્યા સમાન છો છતાં મારી લજ્યા કેમ કરતી નથી.

**કર્ણાટકી**—મહારાજ એ વ્યાજબી છે. પણ મેં એક નિયમ લીધો છે કે પૃથિરાજ સિવાય ધર્મ વીરને રાજવીર કોઇ નથી તેથી તે સિવાય હું કોઇની લજ્યા કરતી નથી. (જાયછે)

— ❧ —

# પ્રવેશ ૩ જો.

## સ્થળ એક દંડી મેહેલ.

## જયચંદ્ર, સુમતિ, અને કર્ણાટકી.

**પ્રભાવતી**—(પ્રવેશ કરીને)

ઝુલણા છંદ.

આપ પરતાપથી કામતો મેં કર્યું, હામ હૈયે ધરી બીક હારી;
કારેમું કામ એ ક્રોડ વાતે જશે, એમ તો ભાસિયું બુધ મારી;
રેતીમાં તેલ નવ હોય ટીપું જરા, ક્યમ કહો કાઢીએ પીલિમારી;
કુંવરી આપ સ્વાભ વિણ ગઇ ચળી, પ્રેમની પેટમાં ઝાળ ભારી.
એકની બે ન તેતો કદી થૈ જરા, વાત મારી ન તે ધ્યાન ધારી;
લાગણી તેહની દેખી મેં લાખ પણ, પૃથુ વિના બીજી વાત ન્યારી.
પ્રાણ અરપી કરી ધ્યાન ધારી બની, માળથી જાપ તેનાહી જાપી;
આપજે નાથ પૃથિરાજ બળિયો બહુ, ધ્યાન ક્ષુદ્ધા અતિ તેને આપી.
[1]કેહરો કોણ આ જગ વિષે માનવી, રાજવો હિંદના રાય રાણા;
આણ માની કરી તાતની [2]આવિયા, [3]જનમિયા તે બધા પેટ પાણા;
ક્ષત્રીવટ ખોઇ બેઠા થયા [4]ખાતરી, ચાકરીમાં રહી થાય શાણા;
રૂપવંતો કદી હોયછે માનવી, બળ વિશે તો પડ્યા માહ કાણા.
ક્ષત્રીવટ સાચવી ધર્મ ધાર્યો જુઓ, રાય પૃથિરાજ બળવાન ભારી;
બીક બિલકુલ [5]બાલુકની નવ ગણી, રાયની ધ્યાન સત્તા ન સારી.
ધારણા તો ધરી બેઠી એવીજ કે, રાય પૃથુ કરે આવી પ્યારી;
વ્રત એવું કરી સત્યથી પાળતી, બેઠી જંપેછ કુંવરી તમારી.

**જયચંદ્ર**—(ક્રોધાયમાન ચેહેરે) શું દુષ્ટ પૃથિરાજે યજ્ઞ ભંગ કર્યો માટે તેને વરવાનો સંકલ્પ કરેછે. કદી જો આમ ન હોત તો તેને માટે ઘણા સારા વિચાર હતા. પણ બુદ્ધિ હિણ કુંવરીઓને લાડ કેવાં. ? એ દુષ્ટાને બરાબર અફગાન પહેરામાં જાપતામાં રાખવી, અને પૃથિરાજને ઠેર કરવો.

**પ્રભાવતી**—કુંવરી સાહેબ કહેછે કે એ સિંહબચ્ચુ કદી પ-

૧ કેહિરકંઠીર. ૨ આવ્યા. ૩ જન્મ્યા. ૪ ખત્રી. ૫ બાલુકરાય.

કડાય તેમ નથી. અને કદી ન બને ને મારો પીતા તેને પકડી શકશે કે વધ કરી શકશે તોપણ મારૂં અંતઃકરણ તે તરફ શુદ્ધ છે એટલે મને સત ચડશે અને હું કુંવારેજ સતી થઇ અગ્નો પ્રવેશ કરીશ. અને સ્વર્ગ સુખ ભોગવીશ.

જયચંદ્ર—(કોપાયમાન થઈને)હાય! હાય!! "દુહિતા ભલી ન એક" એ કહેવત ખરીજ છે! "રહે તો આપથી ને જાય તો સગા બાપથી" એવી દુષ્ટ રીતિ તેમનામાં તુચ્છ રીતે ભળી છે? સ્ત્રીઓના ચરિત્ર આગળ કોઈપણ ફતેહ પામ્યા નથી માટે સંયોગતાને અફગાન પહેરામાં બડા જાપતાથી રાખવી.

સલામાલેકમ કહો અજીજો, રખતે કુછ પયેછાન. એ રાગ.

ઓ પ્રધાન જઇને તું જલદી કેદ કરવાને સારૂ;
કુંવરી લાવો જલદી અહીયાં, મનમાં એવું ધારૂં.
જલદી જઇને સમજાવીને, કાર્ય કરો અમારૂં;
હે પીથલ તેં નખોદ કાઢ્યું, આવી રહ્યુંછે તારૂં.

(પ્રધાન જાયછે.)

(સ્વગત) અરે પરમેશ્વર આ તું શું કરવા બેઠોછે? મારી તુલના કરનાર ભરતખંડમાં કોઈ નથી જાણી યજ્ઞ આરંભ્યો તો તે એક પૃથિરાજ જેવાને હાથે ભંગ કરાવ્યો? હે પરમેશ્વર તારી અકળ ગતી છે. કળિવર્જિત યજ્ઞ જાણી તેં ભંગ કરાવ્યો, પણ હે દિનબંધુ! સંયોગતાનો જે સ્વયંવર તેતો નિર્વિઘ્ન પાર ઉતાર. (વિચારમાં ગરકાવ થાય છે.)

(રાણી જુન્હાઈ પ્રવેશ કરેછે.)

રાણી—(રાજાજીને વિચાર પ્રવૃત થએલા જોઈ થોડી વાર સ્થંભી) પ્રાણનાથ! હે પ્રાણનાથ! દાસી આવીછે તેની ખબર તો લો.

જયચંદ્ર—(વિચાર મુક્ત થઈ) આવ મારી વ્હાલી અર્ધાંગના. આવા એકાંત વાસમાં આવવાની શી જરૂર પડી?

રાણી—આપના દર્શનની ભૂખી દર્શનાતુર થતાં મળી.

જયચંદ્ર—ઠીક પ્યારી બેશ. તારા કમળ સરખા ખીલતા મુખાવિંદરૂપ નૌકા, આજે એક સોકસાગર તરવાનું સાધન થયું.

રાણી—વાહ ! સ્વામીનાથ આપ આમ તે શું બોલતા હશો. ? એવા તે આપ શું શોકમાં હતા જે મને જોવાથી આનંદિત થયા ?

જયચંદ્ર—પ્રિયા તને ખબર તો છેજ કે મારા શુભ અવસર માંહેલો બીજો પણ નિર્વિઘ્ને પાર ઉતરવો મુશ્કેલ છે.

રાણી—કુંવરીના સ્વયંવરમાં હરકત આવી છે પણ પ્રાણનાથ દાસી એક અરજ કરેછે તે શુણો. આપે આ કાર્યમાં ભુલ કરી છે. એક તો આપે કેહીરકંઠીરથી લગ્ન કરવાનું નીરધાર્યાં છતાં સ્વયંવર મંડપ રચ્યો, બીજું સઘળાની પેઠે પીથલને અહિ આવવાની ફરજ નહિ પાડી. વળી કહ્યુંછે કે "ઘરકી મૂરઘી દાલ બરાબર" અને "છેટેથી ડુંગર રળીઆમણા" તે બરાબર છે. કારણ કે કેહીરકંઠીર ગમે તેવો બહાદુર અને પરાક્રમી હોય પણ એક સરદાર; અને પૃથિરાજ ગમે તેવો ના લાયક હોય પણ તે એક ભુપતિ કહેવાય. માટે સંયોગતા તેના રાજ અને શુર નુરમાં મોહિત થાય તેમાં નવાઈ નથી.

જયચંદ્ર—પ્યારી હું એવાજ વિચારમાં લિન થયો હતો તેવામાં તારી કાંતિએ મને શોકસાગરમાંથી તાર્યો. સંયોગતાના બંદોબસ્તને સારૂં પ્રધાનજીને મોકલ્યા છે તે બોલાવીને આવતા હશે. તેનો બંદોબસ્ત રાખવો વ્યાજબી છે. નહિતો પૃથિરાજને ખબર પડતાં બડી ખરાબી થાય.

રાણી—સ્વામીનાથ ! પ્રધાનજીને આપે મોકલ્યા છે માટે તે ઠીક બંદોબસ્ત કરશે. આપ મારે મંદીર પધારી મને શોભા આપો તો દાસીને કેવું સારૂં લાગે !

જયચંદ્ર—પ્રિયા તું આવડી અધીરી કેમ બનીછે ? તારા સંતાતા પ્રેમનો ઉછળતો ઉભરો જોઇ હાલને હાલ ચાલવાનું સ્વીકારીશ.

(સંયોગતા અને તેની દાસી સાથે પ્રધાનજીનો પ્રવેશ.)

સંયોગતા—(પ્રવેશ કરતાં ઠેશ લાગેછે એટલે)

વસંતતિલકા છંદ.

આ દ્વારમાં ચરણ તો ધરતાંજ મૂને;
પ્રવેશ તે ઇશ અરે કર આશકુંને !

શું કેસથી પરમતો નવ કંઈ આવે;
આવાસ આ મન થકો નવ લેશ ભાવે.

અરે હરિ! એકદંડી મહેલ સમાન અવાસમાં વળી તેં ક્યાં નીવાસ કરાવ્યો? આ. વગર જાળી બારીનો મહેલ જોઇ કોનું મન રંજન થાય? આવો મહેલ તે મારી વાસ્તે કેમ બનાવ્યો હશે.? એમાં પિતાજીના કાંઈ ભિન્ન વિચાર જણાયછે. પણ પિતાજીને તો જઈ પુછું.

પીતાજી! આપે મને અહીં શા કારણથી બોલાવી? પ્રધાન- જીના કહેવા પ્રમાણે તો અહીં શુભ કર્મનાં ચિન્હ કાંઈ દીસતાં નથી. અહીં મારૂં મન તો બહુજ મુંઝાય છે.

જયચંદ્ર—મારી વ્હાલી પુત્રી! તું જાણેછે કે પૃથિરાજ મારો વૈરી છે છતાં તેં તેને વરવાની પ્રતિજ્ઞા લીધી. તારા મન સાથે કાંઈ પણ વિચાર ન કરતાં એકદમજ સ્વતંત્રતા પકડી! આ તું જેવી સમજુને ન ઘટે.

સંયોગતા—(શરમાઈ વાંસો વાળીને) જ્યારે આપને મને કે. હરકંઠીર સાથે વરાવવી હતી ત્યારે સ્વયંવર મંડપ કરવાની શી જરૂર?

જયચંદ્ર—(લયલી હે મજનુ તુજ પર દીવાના.)—એ રાગ.

શુણ હે સંયોગતા તું મારી વ્હાલી;
લાડે લાડેલી પુત્રી મુજ પ્યારી. ટેક.
પ્રીતેથી પાળીછે પુત્રી તને મેં;
સુખાણી કરવાને વિચાર કર્યો મેં. શુણ હે સંયોગતા.
સુખી કરવા આં પુત્રી તને રાખીશ;
સ્વયંવરનાં ફળ મિષ્ટ તું ચાખીશ. શુણ હે સંયોગતા.
કેહીરકંઠીરથી લગ્ન કરવું,
ઊંડા વિચારમાં હવે નવ પડવું. શુણ હે સંયોગતા.

( રાગ ઉપર પ્રમાણે )

સંયોગતા—

કહેછે સંયોગતા, શુણજો પીતાજી;

કરેજ કરૂં મુજ સઘળી અદાજી.　　ટેક.
પીયરે પેદા થઈ પણ પુત્રી સુખી નહિ;
સાસરે દુઃખ અતી પણ તે દુખી નહિ. કહેછે.
સ્વયંવર મંડપ પીતા આપે કીધો;
ધારો મારો તમે છીનવી લીધો.　　કહેછે.
પ્રથમથી ઇચ્છા જો તમારી હતી એમ;
સ્વયંવર રચીને દુખણી કરી કેમ.　　કહેછે.

જયચંદ્ર—

નહિ પુત્રી તું મારૂં માનવા વાળી;
એવું બહેકેલું બોધ શું અનાડી.　　શુણ હે.
એટલા માટે હું તને કેદ કરૂંછું;
દાસી તારા કાર્યને અર્થે ધરૂંછું.　　શુણ હે.
આ કર્ણાટકી પૃથિરાજની નારી;
રક્ષા કરશે એ સદા સુખકારી.　　શુણ હે.
તારાં કર્યાં તું ભોગવજે હે પુત્રી;
કુમતિ ધરીને દુઃખી થઈ કુપુત્રી.　　શુણ હે.

(દાસી સંયોગતા અને કર્ણાટકી સિવાયનાં જાયછે.)

સંયોગતા—અરે પરમેશ્વર! આ અનાથ અબળા ઉપર શો જુલમ! હજારો સાહેલીઓની અંદરે માલતી સંયોગતા આજે કેદમાં પડી! સ્વયંવરના તુરંગના ઘોડા મારા મનના હંકાર્યા મનમાંજ રાખ્યા! અરે જરા પણ આગળ ન જવા દેતાં એકદમ ખાળ્યા! મનની ઉમેદ મનમાં રાખી જરા પણ બહરે ન આવવા દીધી! દયાળુ ઇશ્વર કૃર થઈ બેઠો! અરે પીતાજી, જ્યારે મને સ્વતંત્રપણે ન વરવા દેવી હતી ત્યારે લગ્ન કેમ ન કર્યું? વરવાને સ્વયંવરનો સ્વતંત્ર અધિકાર આપી અંતે કેદ કરી મારી ઉપરે જરા પણ દયાવૃત્તિ ન બતાવી! અરે ઇશ્વર! પીતાજીના હૃદયમાં રહેમનો જરાએ વાસો ન કરાવતાં મારી ઊપરનો પુષ્કળ પ્રેમ ઢંકાવી એકદમ કૃરતા કરવી તારે ઘટિત હતું? જે થયું તે થયું પણ હે નિરંજન નારાયણ તું મારી સ-

હાય કરે. હે સચ્ચિદાનંદ સ્વરૂપ મારૂં વ્રત કેવું છે તે જોવાને તથા મારો દ્રઢ વિચાર કેવો ટકેછે તે નિહાળવાને આ એકાંત સ્થળમાં દુઃખ દરીઓ તો નથી દેખાડ્યો ? (મુર્છા આવેછે)

દાસીઓ—(જાગૃત કરતાં ગાયછે)

"મહેલે પધારો મહારાજ માણીગરે"—એ રાગ.

શીદ અકળાઓછો બાઇ, પ્રફુલ્લિત થઇ હરખાઓ;
મેળવીએ તુજ ભરથાર, દુઃખી દીલ કેમ દેખાઓ;
પ્રીતમજી કરશે સાર, છતાં દિલ કેમ દુખાવો. ટેક.

સાખી.

આશા રાખી જે તણી, પુરણ કરશે ઇશ;
રટણ કરો શ્રી રામનું, હેતેથી બની નિશ્ચિંત. પ્રફુલિત.
મન ગમતા ભરથારથી, રંજન બનશો આપ;
એવા સાહક તો અમે, જે જાણે તમારો ન બાપ. પ્રફુલિત.

સંયોગતા-હે પરમ દયાળુ પરમેશ્વર! આવા કષ્ટાદિક સમયમાં આ અનાથ અબળાનું રક્ષણ કરવું તારે ઘટિત હતું. આ અબળા અનાથ બાળ ઉપરે કાળના ઝાળ સમ સખતાઈ વાપરી પીતાજીએ સંકટમાં સપડાવી છે; અને સ્વયંવરનો સ્વચ્છ રીવાજ તોડવા ધારેણા ચલાવેલી છે તો તેમાં તારો ઇશ્વરી નિયમનો અચળ પાયો નાંખવા કેમ અનાદર કરેછે ? શું તારામાં એટલી શક્તિ નથી? હાય ! હાય !! કદી એમ હોય તો આ અબળા તનનું રક્ષણ કરનાર કોણ? કોણ તેના શૃંગાર રસનો લ્હાવો લેનાર, અને કોણ આ વાટીકા વિહારેમાં ગુંજાર કરનાર ભ્રમર. ખરે આ તરૂણ પુષ્પાવટી એક ગુણવાન ઉછેરનાર સિવાય ખરી પડવાની.

લલિત છંદ.

અરર ઓ હરિ કેદ હું થઇ, જન વિષે વળી લાજ તો ગઈ;
નવ કરી શકી કામ પાર તો, જુજ અને વળી લેશ સારતો. ૧
મન તણી રહી હિંમતો હૃદે, પરમ જાપતામાં પડી [1]સદે;
શરિર ઉપરે સંકટો સહુ, મરમ ખોલીને કો તણે કહું. ૨

---

૧ સહદે.

ધિરજ આપતી દાસી આપ તો, નત્રિન આ વળી કોણ સાપશે;
કરેમ ફુટતાં દુઃખ તો મળ્યું, વિષ મળ્યું જઈ હાથથી ગળ્યું. ૩
અરર એ હરિ શું કહું તને, તનુજ તાહરૂં તેહને દમે:
નજર રે'મતી રોજારે જરી, દુઃખ સહી સહી તો મરી ખરી. ૪
પરમ પ્રિય જે પ્રાણ માહરો, પ્રિતમ ઘેર જઈ વાસ તો કર્યો:
શરીર સામરૂં તો ખસી ગયું, દુઃખ અતી અતી દેહયે સહ્યું. ૫
પિયમ રાય તો છે બહુ બળી, ખબર આવડી કેમ ના કરી?
દરદ તેમનું દિલને દમે, ખબર હોય તો રાયને ગમે ? ૬
દુઃખ સહે ત્રિયા પ્રાણ તાહરી, પ્રિતમ પ્રેમથી સાહ્ય દે ખરી:
ખબર આટલો કોણ તે કરે, [1]પતનિતો અહીં દુઃખથી મરે. ૭
ખબર લેશ તો છે નહી અરે, મદદ [2]માહરી કેમ તે કરે !
વચન તેમને કેમ મોકલું, જન કરી શકે નાહિ એકલું. ૮

અરે હાય ! હાય !! કર્ણાટકીના દમાણથી આ એક દાસીનો પક્ષ પણ તુટવાનો. નરી હું હવે નીરાધાર બની.

કર્ણાટકી—બાઇસાહેબ, મારા વિશેની આપ જરા પણ શંકા ધરતાં નહિ. પૃથિરાજ અને સંયોગતાનો સંયોગ કરાવનારે આ કર્ણાટકીને આપ ચિત્રલેહા અવતારજ જાણો.

સંયોગતા—અરે બેન જો એમ હોય તો હું તારે શરણ આવીશું. પણ અખીલ જગતના નિયંતાને નમન કરી તેની પ્રાર્થના કરીએ.

### હિંડી.

વિશ્વનાથ તમે છો વિભુ વિખ્યાતા;
શુણો પ્રેમ થકી પ્રાર્થના આ ત્રાતા;
પહાડ ઝાડ અને સર્વ રાચ હે હરિ,
સૃષ્ટિ સરવ વળી લેશ માહ્ય તેં કરી.
બાળ ગર્ભ મહીં ઉછરે જ્યાં વળી;
માંહ્ય પ્રથમ થકી પોષણો તમે કરી;
થાન માત તણે પાન તેં પેદા કર્યું:
કષ્ટ જન્મ પહેલાં બાળનું હરિ હર્યું.
જેમ બાળ તણી ફિકર મન તેં કરી;

---

[1] પતિ. [2] મારી.

તેમ પ્રૌઢ તણી ફિકરે મહા છે હરિ;
માટે સર્વનો જીવાડનારે તું ખરો;
પૂર્ણ હેત ધરી અર્જ આ રૂદે ધરો.
માત તાત અને ભ્રાત સર્વ આ સમે;
લેશ માત્ર હરિ તે મને નહિં ગમે;
પારનો ઉતારનાર તુંહી દેવ છો;
તો વિચાર પાર પાડ સહાય એક છો.

પડદો પડેછે.

## પ્રવેશ ૪ થો.

કનોજમાં દરબારી રાજ્ય કચેરી—સ્વયંવર મંડપ.

જયચંદ્ર, પ્રધાન, સેનાપતી, અવર નૃપતિઓ, રાજકુંવરો વગેરે.

ચંદ—(અનુચરે રૂપ પૃથિરાજ સહિત પ્રવેશ કરીને)

કવિત–મનહર.

મહારાજા જયચંદ્ર, ચંદ્ર નહિ [1]અરવિંદ,
હિંદના ભૂપતિ મહિ, ઈંદ્ર તું ગવાયો છે;
શેહેર નેહેર કિલ્લા કોટ દોટ મારી હાથ કર્યા,
સિંહની સમાને રાજ સિંહ તું સવાયો છે;
ભુપ જે અનુપ રૂપ અહંકારી અનુતૂલ,
ભુજ તેં ગણાવી અહંકાર એ તોડાવ્યો છે;
એવો મહારાજ રાજ રાજેંદ્ર અધિરાજ;
જયચંદ્ર ભૂપતિ નૃપતિ વાહ! સવાયો છે. ૧
પ્રજા અતિ મજા થકી સિંહની સમાને બની,
સ્થળ સ્થળમાં ડરીને ગર્જનાથી ફરેછે;
પાપીજ પાખંડી ઢોંગી રંગી ભંગી જંગી તણા,
લુચ્ચા લફંગાને અતિ સાસન તું કરેછે;
નિર્ધન જનહિણુ તથા વૃદ્ધ અને વિદ્વાન,
તણી બાઈ સંભાળ ક્ષ્ટ સઘળાં તું હરેછે;

૧ સૂર્ય.

એવો મહારાજ રાજ રાજેંદ્ર અધિરાજ,
જયચંદ્ર ભૂપતિ નીતિ સુધર્મે ઠરેછે. ૨
ગુર્જર અને ગોરી તણા ગાત્ર તેં ગળાવી નાખ્યાં,
માળવને માગધને, માનહિણ કીધા તેં,
સિંધને સુલતાન મુલતાન એક તાન માંહી,
સાનની મીશાલે એક ભાલે જીતી લીધાં તે;
કાશી કાશમીર મ્લેચ્છ મીરના મુલક બધા,
પડિહારો પાડી તેનાં શોણિતને પીધાં તે;
સામત સરદાર રાજા પટાવત જમેદાર,
સરવને તોડીપાડી કીધા છે સાધા તેં. ૩
કેક રાય પાય પડી પડીને પ્રતાપી થયા,
કેક રાય તારી જોર તલબીએ જડાયાછે;
કેક તેગ દેખી સુખ લેખીને શરણ આવ્યા,
કેક ભય મારગથી અતિ અથડાયા છે;
એવી રાય માળ તણી હારને હરાવી તમે,
કેક સુખ માની તાજ તેજે શરડાયાછે;
સ્વતંત્ર શુર પૂર નુરના ભરપૂર એવા,
પીથલ પ્રતાપી બિન સબળા પકડાયા છે. ૪

**જયચંદ્ર**—ખરેજ અકર્મોના પડીઆમાં કાણું હોય છે. તારી કાવ્યસુધા સુણી હું તને જરથી નીહાલ કરી નાખનાર હતો પણ તારા છેલ્લે ચરણે મને નાઉમેદ કર્યો. ખરે તમ જેવાઓ તો દારિદ્રતાનેજ લાયક છે.

છંદ— કવિત-મનહર.

કેકને નમાવી દીધા કેકને હઠાવી દીધા,
કેકને ઉડાવી દીધા પીથલ પરતાપથી:
કેકને રોવાર્યા રણ, કેકને ઢોળાવ્યા ધણ,
નેકકેપડ્યા મર્ણમા ચર્ણના પ્રહારથી;
શુરના સતાયા જે મસાણા સુખ માંહી મારા,
તેજ છે ધવાયા મારા હાથથી શીતાબથી.

શીવના ભંડારી જેવા જરના સેલાની પીયુ;
જર શું જણાય તારૂં, પિથલ પ્રતાપથી. ૫

જયચંદ્ર—અરે ચંદ તમારો રાજા તો ઠીકજ પણ તેના સલાહકાર પણ એવાજછે કે પૃથિરાજને યજ્ઞ ભંગ કરતાં ન અટકાવ્યો

ચંદ— શાર્દુલ.

શાણાછે સરદાર ધાર નૃપત્તિ દિલ્લી પતીની કને;
ભાંગે દુશ્મન હાડ હોડ કરતાં જીતે ન કો જે કને;
(તમે) કીધું કર્મ અકર્મ આ કળિ મહિ વર્જિત જે હાલમાં;
તો તે ભંગ થયું ખઈ સમજજો વેવારની વાતમાં. ૧

જયચંદ્ર—ચંદ! એવો તે એ પૃથિરાય કેવોક બળવાન છે? મારી રાજસભામાં બિરાજમાન થએલા કોઈ ભુપતીઓમાં તેના અણસાર છે?

ચંદ— છપય છંદ

શૂર પૂર બળવંત, અડ્ગ શત્રુ સંહારણ;
કાન વાનથી શાન, ભાન વનિતા ભૂલાવણ;
અહંકારી અવતાર, સિંહ સહસ્ત્રાર્જુન સરખો;
અનમીનો અવતાર, જોઈ મુખારવિંદ હરખો;
એહ પૃથિરાજ રાજન કહું, ધન્ય ધન્ય ધરણી ધરેણ;
એ પૃથિરાજ રાજન ખરો, સકળ કાળ જય જય કરેણ.

જયચંદ્ર—(સ્વગત)

આશાવરી-મસનવી.

અરે લાલદેવ ઘસ તરફ જલદી આ—એ રાગ.

હું જાણુંછું નક્કી આ છે પૃથિરાજ,
બની ચંપુવાળો એ આવ્યોછે આજ;
ખરે કીરતારે આપ્યો હાથોહાથ,
ઠોઠે પેર દુશ્મન આવ્યોછે હાથ.

(પૃથિરાજને એકદમ પકડીને)

અરે પાપી લુચ્ચા હરામખોર તું,
ઓળખ નહિ જરીક હું જયચંદ્ર છું.

થયો કેદ આજેથી મારે તહીં,
શું જાણીને બદલી વેશ આવ્યો અહીં.

( પૃથિરાજ એક આંચકાથી છુટી સમક્ષ ઉભારહીને )

પૃથિરાજ—(અનુચરરૂપ)

અરે રાજા હાંસી આ તારી થઈ,
(કે) બુઢાપણામાં આ અક્કલ વહી ગઈ;
શક્યો જીતી નહિ પૃથિરાજને તું,
કરી કેદ મુજને મન વાળ્યું આ શું. ?

(હસ્તે ચેહેરે)

ચંદ—મહારાજ ! એક અનુચરને પકડી આપ પૃથિરાજને કેદ કર્યાનું માન ધરાવશો? વાહ! ઘણીજ નવાઈની વાત.

જયચંદ્ર—

અરે હું જાણું નકી એ પૃથિરાજ,
નહિતો મુજ આગળે બોલે નહિ આજ.
હું છું મહારાજા તું નોકર જો હો;
જીભ્યા તારી આટલી ચાલે નહિ તો.

સુમતિ—

અરે રાજાજી નકી કરવાને કાજ,
તેડાવો કર્ણાટકી સભામાં આજ.
પિથલ વિણ એ ઓઝલ કરતી નથી,
હશે પૃથિરાજ તો કરશે નકી.

જયચંદ્ર—

અરે કીંકર જા જલદી દોડીને ત્યાં,
કર્ણાટકીને સત્વરે લાવ તું હ્યાં.

(અનુચર કર્ણાટકીને બોલાવી લાવેછે; કર્ણાટકી પૃથિરાજને અનુચર રૂપે સભામાં આવેલો જોઇ લજિત થાયછે અને સત્વર ઘુંઘટ તાણી લેછે ત્યારે ચંદ બારોટ તેમ ન કરવાનું તેને ઇસારાથી સમજાવે છે, એટલે કર્ણાટકી ઘુંઘટ કહાડી નાંખી સભામાં દાખલ થાય છે.)

જયચંદ્ર—

અરે કર્ણાટકી ચમત્કાર આ,
લજ્યા તે કહાડી થોડી વારજ કાં?
શું દીઠો પૃથુને સભાની મોઝાર;
કે ઠગ બાજી માંડી તેં આવી આવાર.

કર્ણાટકી—

બાલમ હાથ છતીઆં ન ડાલો રે—એ રાગ.

રાજાજી મન સંસય ન ધારો રે, નથી પૃથિરાજ પ્રાણ માહેરો રે.ટેક
લાજ કાઢી મેં જોઈ ચંદ બારોટ, માન ખાતર મેં ઘુંઘટ ધર્યો;
તમે શોચ ન કરો મન સંસય ન ધારો રે. રાજાજી મન.
પૃથિરાજ ચંદ બારોટ જીવ એક છે, એથી ઘુંઘટ મેં આડો ધર્યો;
પ્રાણધાર નથી મારો, મન સંસય ન ધારો રે. રાજાજી મન.

જયચંદ્ર—પ્રિય કર્ણાટકી! તારા બોલવા પર વિશ્વાસ આણી રજા આપુછું; માટે સત્વર જઈ કુંવરીની સેવામાં હાજર થઈ જા.

ચંદ—મહારાજ, પૃથિરાજને આપની પાસે આવવું દુર્લભ નથી. સંધીના સમયમાં ન આવે તો સૈન્ય સહિત પોતાની પ્રબળતાથી ક્યાં આવી શકે તેમ નથી?

જયચંદ્ર—બારોટજી, મેં આપની બીરદ વાણીથી આ અનુચરને પૃથિરાજ સમજ્યો હતો.

ચંદ—કલહ એ વિનાશનું મૂળ છે. રાજ કાજની અંદર ગમે તેમ ખટપટ ઉડી હોય, પણ સગા સંબંધીનો નાતો તોડી કલહ બી રોપવું એ વિનાશ કાળે વિપરીત બુદ્ધિ જેવું છે. પાંડવ કૌરવ જેવા સમર્થ યુદ્ધાઓ રાજને માટે મહા ભારત લડ્યા પણ તેઓજ રાત્રી સમયે સાથેજ ગાન તાન કરતા; પૃથ્વિ હમેશા કલેશ અને દ્વેશનું કારણ રૂપ છે, પણ પૃથ્વિ કોઇની થઇ નથી તેમ થનાર પણ નથી. માટે જ્ઞાનીઓ તેની દરકાર કરતા નથી. શુર ટેક અને પરાક્રમની વાતો રહી જવાની, બાકી મિથ્યા વાદ છે. કુસંપ કરતાં સુસંપ એ ભવિષ્યની સારી નીશાની છે. પણ આર્ય વીર પુરૂષોના કાળનું ચક્ર ફરે છે તેમાં સર્વ ફસાવાના.

જયચંદ્ર—બારોટજી, આપે જેજે કહ્યું તે સત્ય છે. કોટવાલજી આ બારોટરાજને આપણા દક્ષિણને દરવાજે મખમલી તંબુમાં ઉતારો આપી સારી રીતની આગતાસ્વાગતા કરો. જળસ્થળે ધૃત આપી સંતોષો.

(જાયછે)

કોટવાલ—જેવી આજ્ઞા (નમન કરી જાયછે)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—વિચારભૂવન. એક તંબુ.

પૃથિરાજ એકલો.

પૃથિરાજ— ગજલ.

(દાઝીછે દુઃખની દિલમાં શી રીતે થંડી થશે). એ રાગ.
આશ આપી નારી તુજને શી રીતે મૂકી જઊં,
પત્નિ મારી પ્રેમથી થઈ તો સદા સાથે લઊં. ટેક.
મુજ પ્રત્યે તુજ પ્રેમ જેવો, હું કરીદઊં સત્ય તેવો,
તો તો મુજને ઠીક કહેવો, પ્રેમથી તુજને લઉ. આશ.
માત ભ્રાતને તાતથી તું, છુટી પડી રાજથી શું, ?
એનું કારણ હુંજ છું હું, ધ્યાનમાં એતો લહુ. આશ.
સૈન્યથી લડાઈ કરશું, છેહ તુજને આજના દઊં,
સંકટો શિર પર બધાં સહુ, પણ ખરે તુજને લહુ. આશ.

ચંદ—(પ્રવેશ કરીને) મહારાજ જે કાર્યાર્થે આપણે અહી આવ્યા છીએ તે પાર ઉતાર્યા પેહેલાં જો અહી શત્રુને ત્યાં સપડાયા તો મનની મનમાં રહી જવાની. કાલે આપણા ઉપર સભામાં કેવી વીતીછે તે આપ જાણોછો. જો ભાગ્યોદય પ્રમાણે કર્ણાટકી હોત નહિ તો બરાબર આવી બનત. અહી જેમ ગુપ્ત રેહેવાય તેમ ઠીક. એટલા માટે મેં એવી ગોઠવણ કરવાં ધાર્યું છે જે જાહેરાત તરીકે આ સિંહાસન પર હું બેશીશ, અને આપણા ખાનગી સમયમાં આપ બીરાજજો.

પૃથિરાજ—( સિંહાસન પર બીરાજી ) સિવાય પણ બંદોબસ્ત કરવાની જેટલી અગત્ય હોય તેટલી સમાધાની કરવી.

ચંદ—મહારાજ છાવણીની ચોગરદમ આપણા માણસો રક્ષક તરીકે છે, જેથી ભય જેવું નથી તોપણ ચેતતા રહેવું ભવિષ્યમાં ઉત્તમ છે.

( જયચંદ્ર પ્રવેશ કરેછે એટલે પૃથિરાજ સંકેત મુજબ નીચે બેસેછે અને ચંદ બારોટ મહારાજાની પ્રતી આવકાર આપવા જાયછે )

ચંદ—(નમન કરીને) મહારાજ આપના ચરણ સ્પર્ષથી આ તંબુઓ પવિત્ર થયા. આપના પધારવાથી મારો ભાગ્યોદય પ્રગટ્યો સમજાુછું.

જયચંદ્ર—ચંદ અતીથીઓનો સત્કાર કરવો એ સર્વથી ઉત્તમ છે. આવેલા પરોણાની સેવા ચાકરી બરાબર થાયછે કે નહિ ? તેની નિરિક્ષા અર્થે હું આવેલો છું. કારણ આવેલા પરોણાની બરાબર સેવા ચાકરી ન થાય તો ગૃહસ્થાશ્રમમાં ગુન્હેગાર લેખાયછે માટે કાંઈ પણ ન્યુન હોય તો બોલજો.

ચંદ –( અનુચરરૂપ પૃથિરાજને ) મહારાજ સારૂ સત્વર તંબોલ તૈયાર કરો. (જયચંદ્રને) મહારાજ આપને ત્યાં શાની ન્યુનતા હોય જે અતીથી સત્કારમાં ખામી પડે. વળી આપને પૃથિરાજ કાંઈ જુદા નથી.

અનુચર—(બારોટ પ્રત્યે)

તૈયાર કીધું બીડું મેં, બારોટજી તત્કાળ;
ચંદ—સત્કારે આપો રાયને ( જયચંદ્રને) સ્વિકારજો મહારાજ.

( પૃથિરાજ બીડું પાંચ આંગળીએથી અસભ્યતા રીતે આપેછે એટલે )

જયચંદ્ર—હરકોઈ અધીકારી અથવા મહારાજાને એવી અસભ્યતાની રીતીએ બીડું અપાય નહી, એતો પોતાના બરોબરીઆ અથવા હલકા દરજ્જાના માણસને આપવાની રૂઢી છે. (તોપણ પૃથિરાજ એવીજ રીતે આપેછે )

ચંદ— રાગ ઉપર પ્રમાણે.

તંબોળની દેનારતો આ દાસ છે મહારાજ;
(પણ) બારોટનું જાણી અહી સ્વીકારશો મહારાજ.

(એવી રીતથી બીડું આપતાં પૃથિરાજે એવું તો દબાણ કર્યું કે એથી એનું કાંડું ખડી જાત. આથી જયચંદ્રને પૃથિરાજ વિશેની નક્કી ખાત્રી થઈ.)

જયચંદ્ર—હવે રાજસભામાં જવાનો વખત થયોછે માટે ઉઠીશ.

ચંદ—(થોડે સુધી વળાવા જાયછે) મહારાજ કૃપા રાખી હરવખત દાસની ખબર લેતા રહેજો. (પાછોવળેછે)

જયચંદ્ર—(જતાં જતાં સ્વગત)

કુમરી-ખમાચ.

બોલી હો લાગે સૂરત પીયારી. એ રાગ,
થઈ ચુકી નકી ખાતરી મારી,
ખાતરી મારી નકી ધારણા મારી. ટેક.
થયું નકી એ છે દુશ્મન મારો,
ખબર લેશું તારી ખાતરી મારી. થઈ૦

પૃથિરાજ—

(રાજાવાત કહુંછું સારી પરણ્યો સાથ મારી). એ રાગ.
લેખ્યા જેવું આમાં બારોટ દેખ્યું કાંઈ અધિક ન મે;
દેખ્યું કાંઈ અધિક ન મેં દેખ્યું કાંઈ અધિક ન મેં. ટેક.
સભામાંહી તેને દેખ્યો, સુભટોની સાથ,
વળી તંબુ મારે આવ્યો, ત્યાં મેં મેળવ્યો હાથ. લેખ્યા૦

ચંદ—કોકીઆતી શું ઠાલી મારો, હું વીણ શું એ જોત,
આન જાત સભામાં સઘળી. કર્ણાટકી ન હોત. લેખ્યા૦

પૃથિરાજ—ત્યારેતો હું જાહેર થઈશું જોજે ઝપાટા,
શેહેર મધે હું અશ્વ ફેરવું, સૈન્ય વિના મારા. લેખ્યા૦

લંગરીરાય—મહારાજ વીશ લાખના દળ કટકથી રાવણ કોટવાલ આપણી છાવણી સામને ધસી આવે છે. હ.લ કોઈ પણ

સરદારનો તેને પ્રતીરોધ નથી, જો આગ્ના હોય તો તેમને એકદમ બારેવાટ કરી નાંખું.

પૃથિરાજ—બહાદર શુરા સરદાર મારા ખાંતજ દેખી તારી,
મારી શત્રુ કાઢી મેલી બજાવ સેવા મારી. લેખ્યા.

(તેવામાં લસ્કર એકમેક થઈ જાયછે. યુદ્ધ શરૂ થાય છે.)

પૃથિરાજ—(સ્વગત) આવા અંધાધુંધીના સમયમાં ક્યાનું હરણ કરવું સુગમ પડશે. માટે આ દાવ પ્રથમથીજ સાચવી લેવો જોઇએ.

(સૈન્ય પ્રતિ)

કાર્ય મારૂં હું કરવા જઉંછું, ખાશો નહિ કોઈ હાર,
પાછો આવું કાર્ય કરી ત્યાં સુધી લડશો યાર. લેખ્યા૦

(લડાઈ એમનીએમ થતી મૂકી શેહેર તરફ રવાના થાયછે)

**त्रीतिय अंक समाप्त.**

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—ગંગા નદીનો ઘાટ.

પૃથિરાજ—(એકલો) મહા ભયંકર તોફાની મોજા આજે ઝુમી રહ્યાં છે. તેમાંથી ઉગરી જીત મેળવી હું ક્યારે આ કનોજ શેહેરના નિરિક્ષા કરત? ક્યારે ઝગઝગતા પોશાક અને પરાક્રમી પૃથિરાજને નામે આ દુશ્મનના શેહેરમાં મન માનતી રીતે ફરત! ક્યારે મારા પવનરૂપી પંચકલ્યાણી અશ્વને કનોજની પાસેનું ગંગા નદીનું પવિત્ર પાણી પાત? અને ક્યારે આવો લ્હાવો લઇ મારા હૃદયમાં અત્યંત હરખાત! ખચીત આજે હું ભાગ્યશાળી! પણ નહિ, નહિ, હું ભુલ્યો છું. મારી પ્રાણપ્યારી સંયોગતા સિવાયનું સઘળું શુન્ય છે.

**જોગીઓ—અશાવરી—હોરી.**

(લેલી લેલી પૂકારૂં મે બનમે મેરી લેલી બસા૦) એ રાગ.

પ્યારી પ્યારી હું સોધું તુજને, દેખાદે સત્વર પ્યારી મુજને ટેક.
ખરૂં સંયોગતા નામ તારૂં, છતાં વિયોગતા એ ન સારૂં,
ક્યાં સોધું હું પ્યારી તુજને, દેખાદે સત્વર પ્યારી મુજને. ૧
રખડી હું થાક્યો શેહેરમાંહી, પ્યારી દેખી ન તુજને ક્યાંહી;
દેખું જીતનાર ક્યાં મુજ મનને, દેખા દે સત્વર પ્યારી૦
પ્રથમ મળી હતી મહોલમાં જે, ખાલી દીઠો પ્યારી તુજ વિના તે;
તારો આવાસ ના મળે. મુજને, દેખાદે સત્વર૦

એવામાં કીલકીલા તોપનો મોટો બહાર થયો અને તેની સાથે લશ્કરની જબરી કીકીયારી સાંભળી એટલે:—

હાય આરે ગજબ શો થયોછે, કોનો સરદાર માર્યોગયો રે;
દુખમાં દુખ આવી માળ્યું મુજને, દેખા દે સત્વર પ્યારી૦
અચિત દેખા દે પ્યારી હવે તો, પ્રાણ જાશે વિયોગે નહિ તો.
નહિતો મરૂં હું રણમાં રમીને, દેખા દે સત્વર પ્યારી.

## આશાવરી-મસનવી.

દાસી—

(અરે લાલદેવ ઘસ તરફ જલ્દ આ)—એ રાગ.

અરે ઓ ઘુદ્ધા આ થયું શું તને,
કહીદે તું સત્વર જલદી મને.
થઇ બલિષ્ટ ને શું શોક કરે,
આ માટે આવાં ત્યારે શસ્ત્ર ધરે.

પૃથિરાજ—

(ગુથલારો માલન ફુલોંદા સેહરા)—એ રાગ.

હું સોધું મારી પ્રિયા પ્રાણપ્યારી,
માટે બતાવને મેહેર કરી તું. ટેક.
રખડીને થાકયો નગરી આ સારી,
ક્યાંએ દેખી નહિ થયો દુઃખકારી. હું સોધું.
હું તેને મળ્યોતો જે મહોલ અંદર,
તે મહોલ ઉજડ પડ્યો ભયકારી. હું સોધું.
મૂએ સંયોગતા સંયોગતા જપૂછું,
આડે વિયોગતા આવીછે ભારી. હું સોધું.

દાસી—

(સેયર મહોલે પધારોને આજ મરણે રમવાને)—એ રાગ.

ચાલો ચાલો પધારો મહારાજ, પ્યારીથી મળવાને,
હવે જરા લગાડો ન વાર, પ્યારીથી મળવાને. ટેક.
હું છું સંયોગતાની દાસી વાલા, માટે ચાલો મારી સાથ; પ્યારી.
(આગળ દાસી અને તે પાછળ પૃથિરાજ સંયોગતાને ત્યાં જાયછે).

—※※—

# પ્રવેશ ૨ જો.

### સ્થળ—ઓકદંડી મહેલ.

### સંયોગતા, કર્ણાટકી અને દાસીઓ.

સંયોગતા—બહેન કર્ણાટકી! મુએલી દાસી પતીનો શોધ ક·

છે કેમ નહિ લાગી હોય? હવે તો જ્યારે તેં કોલ આપ્યોછે તો મારૂં રક્ષણ કરવા પૃથિરાજને મેળવી આપ.

કર્ણાટકી—ખરેખર તમને વરવા અને તમારા શૃંગારર નો લ્હાવો લેવા પૃથુસિંહે પ્રવેશ કર્યો છે.

સંયોગતા—જ્યારે તે શેહેરમાં દાખલ થયા ત્યારે તે અહીં નજ આવે ! એણે મને ખાતરી આપીછે માટે તે આવ્યા સિવાય રહે નહિ. જો તે કનોજમાં આવ્યા હશે તો મારા સિવાય ચેન પડવાનું નહિ. અરે હરિ ! તેનું સ્મરણ મને હમેશાં દમેછે.

(ખોલ તું આંખે મજનું,આગે ખડી હય સનમ તેરી લેલી)એ રાગ.

દરદ દીવાનું આતો ખચિત, આમાં મોત થવાનું મારૂં;
પ્રિયા છે દુઃખમાં, તારી છતાં ન ફાટે સખ્ત હૃદય તારૂં. ટેક.
ભુલ્યો શું પ્યારા મુજને, ચૂક્યો આપેલું વચન શું તારૂં;
બળી બળી હૃદયું તેથી, રાખ બનેછે માટે નહિ સારૂં. દરદ૦
ફસી હું તારે ફંદે, તુજ કારણ થૈ અળખામણી,
માત તાતને કડવી, બની હું પ્યારા તુજ કારણ તો ઘણી. દરદ૦
થઇશ પ્રાણથી જુદી, આવીશ નહિ પ્યારા જો જલદી;
રૂપે રંગે સુકાણી, હતી નહિ આવીતો કોઇએદી. દરદ૦
દાસી દાસી મારી, શું કહું તુજને મારી શાણી દાસી,
પ્રિય પતીની ગઇ શું ખબર લેવા કેમ તું આવી નહિ. દરદ૦
શું થયું બાઇ તુજને, ખબર લાવતાં પતી તણી સ્યાણી;
માઠો બનાવ બન્યો કાં, લશ્કર માંહી અચેત વીંધાણી. દરદ૦

દાસી સાથે પૃથિરાજ પ્રવેશ કરેછે એટલે સંયોગતા એકદમ પૃથિરાજની સમક્ષ આંખે નીહાળી ઉભી રહેછે અને કેટલીક મીનાટ બાદ— (દાસીઓ જતી રહે છે.)

પૃથિરાજ—

(સાદીએ જુલ્વએ ગુલફામ મુબારક હોવે)—એ રાગ.

પ્યારી તું ધીરજ ધરી આવી ઉભી સન્મુખ મારા;
સહન કરી શકતો નથી કામ બાણ પ્યારી તારાં.
સંકટ હજારો સહી આવ્યો પ્યારી મહોલે તારા,

લજ્યા અધિક ચક્ષુ મહિ વહે કેમ અશ્રુ ધારા.
રખડી હું થાક્યો તારી, લેવા મુલાકાત પ્રિયા;
મહોલે રે'તીતી પહેલે, ત્યાંથી આવી કેમ અહિયાં.
દાસી જો મળી હતી નહિ, લાવવા તુજ પાસ અહિયાં,
મરતો આપઘાતથી કે લડીને રણ રંગમાં.

પ્રિયા! હજારો સંકટ સહી સહી તારી શોધ પામ્યો તેનું પણ તારા દિલમાં લાગતું નથી? તારા મધુરે સ્વરથી મંદ હાસ્ય કરી મને વિશ્રાંતી આપવી તને લાયકછે કે આ નિસ્તેજ બની સ્થંભી રહેવું લાયક છે!

**સંયોગતા—**

ઉભરો છે પ્રેમનો ખરો, આંસુ ખુશાલીનાં સારાં,
દરશન એકદમ ગમીમાં, તેથી દિંગમુઢ થઈ પ્યારા.
તુજ પર મોહીત થઈ પ્રાણપતિ પ્રિય મારા;
કારણ એ કેદ છું અહીં, મહોલ તજીને પ્યારા.

(પૃથિરાજ આલીંગન લેવા જતાં ખસી જાયછે.)

હસ્ત અડકાડો નહિ, વરસાવી પ્રેમની ધારા;
ગાંધર્વ લગ્નથી પરણીએ પ્રાણ પ્રિય મારા.
કર્ણાટકીની કરૂણા જો હતી મુજ ઉપરે;
કાર્ય આ સર્વ થયું, પ્રાણ પતિ પ્રિય મારા.

પ્રાણનાથ! હું સદાની આપનીજ છું. આપ કારણે હું અહીં રહેવા ફરજ પડી છે. લગ્ન વિધિના શાસ્ત્રાસાર ચિન્હ કરી આપ મને કર અડકાડવા સમર્થ છો.

**પૃથિરાજ**—પ્રાણીજ ખુશીની સાથે પ્રિયા, તેની અંદર પણ તું કેમ ઢીલ કરેછે? જે કરવું તે સઘળુ તારા પર આધાર રાખે છે.

**સંયોગતા**—( કર્ણાટકીને )

માટે તું મેહેર કરી કર ગાંધર્વ લગ્ન મારાં;
ભુલીશ નહીં કો દિવસરે બેન હું ઉપકાર તારા.

કર્ણાટકી તેમને કંકુ ચોખા ચોડી તથા બંનેને હાથે મીંઢોળ બાંધી લગ્ન વિધિવાર હસ્તમેળાપ કરી દેછે.

પરણાવું પ્રીતથી ખરી, અમર રહો પ્યારી પ્યારા;
સજોડે સૃષ્ટીમાં શુભ શોભશો અપરંપારા.

પૃથિરાજ—(કર્ણાટકીને ગળે કર નાંખીને)
પ્યારી તુજ ઉપરે અત્યંત ખુશી હું થયો,
વાંક જે તારો છે તે તુજને હવે માફ કર્યો;
(કર્ણાટકી જતી રહેછે ને બંને રહેછે.)

સંયોગતા—
(બાલમ હાથ છતીઆં ન ડારો રે) એ રાગ.
પ્રીતમ પ્રાણ પ્રેમથી પધારો રે,
અધિક અધિક મન ભાવો રે.  ટેક.
તમ આવે મારો પ્રાણ બચ્યો ખરો,
નહીંતો જીવ જરૂર જતો કરૂં શરણ હું તારો,
પ્રાણ પ્રેમથી પધારો રે.  પ્રીતમ પ્રાણ.
(સજોડ બેઠા પછી)

(લાવો લાવો કાગળીઓ ને દોત કે લખીએ હરિને રે) એ રાગ.
મારે મહોલે પધારી મહારાજ, પ્રીયા મુંને કીધી રે;
દીધી તાળી હસીને અનેક, પતિ પ્રેમે લીધી રે.
હતી મળવાની આશા અનેક, સ્વામી તમ તનને રે;
ઝુરી મરતીતી અહોનીશ શ્યામ, લાગે બહુ મનને રે.
મળ્યા હવે મારા ભરથાર, હૈયાથી લગાવું રે;
હતી ચિંતા અતી મન માંહી, દાવે કેમ ફાવું રે.
કરી ઈશ્વરે મુજ પર મે'ર, મેળવ્યાછે તમને રે;
જેથી અંતઃકરણ અતિ હર્ષ વર્ષ્યોછે અમને રે.
પાપી પીતાએ મુજને અમાપ, દીધું કષ્ટ ભારે રે;
સ્વામી તમ વિણ મુજને અધિક લખી કોણ તારે રે.
તમ ઉપર તાતે તવાઈ, કીધી હતી જ્યારે રે;
હું ટળવળતી દુઃખકાર, બનીને ત્યારે રે.
અંતે સત્ય તણો જય નાદ, થયો સ્વામી મારા રે;
થઈ હર્ષે પ્રફુલ્લિત નાથ, ખબર મળે સારા રે.

મને પ્રેમથી લીધી હાથ, પ્રીતમ વા'લી કીધી રે;
મારો સફળ થયો જમવાર, કતાર્થ છે કીધી રે.

પૃથિરાજ—

( કયસી રે ઝલક બતાઈ, મેરી શુધ બુધ તો વીસરાઈ ) એ રાગ.
ખુશીમાં રાત વીતાવી, પ્યારી મુજને દિલથી લગાવી; ટેક.
અંતર મૂજથી જરા ન કીધો, વહાલી અધિક લ્હેર બતાવી.
પ્યારી મુજને૦
મુજ કારણ તું કેદ પડી પ્યારી, ડગી ન કોઇની ડગાવી. પ્યારી.
ચોખો પ્રેમ તું જેવો રાખેછે તેવો સદાય રાખજે બચાવી. પ્યારી.
હવે જઉછું ફોજની માંહી, પ્યારી રજા તું દે લઉં બચાવી. પ્યારી.

સંયોગતા—શું પ્રાણનાથ ! આમ મૂકીને મને ચાલ્યા જશો ?

પૃથિરાજ—(પાછો બેસીને) નહિ ! નહિ ! ! પ્રિયા તું ચિંતા નહિ કર. જેને વાસ્તે હું આટલું સંકટ વેઠી અહીં આવ્યો એવા અમુલ્ય રત્નને અહીં મૂકી જઈશ ! નહિ ! નહિ ! ! એમ કદી પણ નવ બને.

સંયોગતા—( દીલગીરીથી ) પ્રાણનાથ હાલતો આપઃ— ( અચકેછે. )

પૃથિરાજ—નકી આજ રાત્રીએ પ્રિયા પાછો આવીશ.

સંયોગતા—( ગળગળિત ) આપ વીણ રહેવું મારે જળ વિણ મીન બરોબર છે. અહીંથી આપ સીધાવોછો તેની સાથે મારો પ્રાણ પણ તમારી સાથેજ રહેવાનો. આપ મારાથી એક પળ વિખુટા રહેશો તે મારે એક વર્ષ સમ વીતશે. અને દિવસ આખો તો એક જુગ જેવડો થવાનો.

પૃથિરાજ—મારી વહાલી સંયોગતા ! મારી પ્રત્યે તારો પ્રેમભાવ કેવો છે તે આ પરથી ખચીત જણાઈ આવેછે. જેવો તારો પ્યાર છે તેવોજ હું ઇછેરીશ. ગમે તેવી રીતે પણ આજની રાત્રી હું તારી સાથે સુખ વિલાસમાં ગાળીશ. માટે તું મને રજા આપ કે મારા સૈન્યની સંભાળ લઉં.

સંયોગતા—પ્રાણનાથ! જવાનું કહેતાં મારી જીભ તુટી પડેછે

પણ દાસી પર મેહેર કરી મહોલ પધારશો. મારો પ્રાણ તમ પાસે છે.

પૃથિરાજ—

(શુધ લાગ રહી તોહી આઠ પહર) એ રાગ.

નકી રાત્રી મધે હું આવું અહિ,
જરા ચીંતા કર તું પ્યારી નહિ; ટેક.
કરી દિલથી જાની પ્યારી તને,
હવે આપત કાળે પણ મૂકું નહિ. નકી રાત્રી૦
કર્યા લગ્ન તું સાથે પ્રેમ ભર્યાં,
હવે અંતે જતાં હું દગો દઊં નહી. નકી રાત્રી૦
કરૂં એમ કદી હું ન નિર્મળ થઈ,
શું એમ કરે લાજ જાય નહિ. નકી રાત્રી૦
નકી આવીશ પ્યારી રાત્રી મધે,
કોલ આપુછું પ્યારી તુજને સહી. નકી રાત્રી૦

પૃથિરાજ જાયછે અને સંયોગતા તેને નીહાળી નીહાળી સ્તબ્ધ બની જાયછે એટલે દાસીઓ આવી તેને ઓરડામાં લઈ જાયછે.

(પડદો પડેછે.)

---

# પ્રવેશ ૩ જો.

સ્થળ—પૃથિરાજનો મખમલી તંબુ.

સઘળા સરદારો શોકમય બેઠાછે.

કન્હ—ચંદ! મારા હૃદયમાં મહારાજા વિશે ઘણાજ વિચાર આવ્યા કરેછે. સુર્યોદય થયો છતાં પણ હજી આવ્યા કેમ નહિ?

ચંદ—મહારાજા કાંઈ કોઈના ગાંજ્યા જાય તેવા નથી. રણવીર રાજક્ષત્રી છે. યુદ્ધાદિક શસ્ત્રવિદ્યામાં નીપુણ છે.

કન્હ—એ સઘળું તો ઠીકજ; પણ લડવૈયાઓને વિચાર છે. શત્રુ દેશમાં કેવી વર્તણુકથી રહેવું એતો ઠીકજ પણ તે પણ એકલાછે.

ચંદ—પણ તમારે ચિંતા કરવા જેવું કાંઈજ નથી.

કન્હ—સઘળી બહાદુરીના વાતો કરવાની હોય, પણ દુશ્મન મળે તે કાંઈ કાચા હોય નહિ.

પૃથિરાજ—( પ્રવેશ કરીને )

(સલાવાલેક કહો અજીજો રખતે કુછ પએછાન.) એ રાગ.

એ મારા શુરા સરદારો, ભ્રાંતજ મનની ભાગો;
કેમ થયું એ યુદ્ધજ કાલે, કેમ હજી તે લાગો.
કોની હાર કોનીછે ચડતી, જયતા કોની જાગો,
જેવું બન્યું પ્રત્યક્ષ સરવે, વીદિત કરવા લાગો. ૧

ચંદ—

કરૂં પ્રકાશ હું સરવે વાતો રાજાજી તમ આગે;
હતા કાલ આરંભે યુદ્ધે, આપ થોડા તે ભાગે.
લંગરી રાય ચડ્યોતો યુદ્ધે, સરદારીની જાગે;
દ્રષ્ટીમાં છે આપની એતો, કેમ તમોને લાગે. ૨
ધીડીંગ દીડીંગ ધીંગ ડંકો દઇને રાવણ સામો આવ્યો;
લાખ વીશનું સૈન્ય હતું પણ લંગરી રાય રણ ફાવ્યો.
હતા હજાર યુદ્ધા બે પાસે, ડગે ન કોઇનો ડગાવ્યો;
ખનન્ ખનનનન્ ખડ્ગ ચલાવે, હોકારાવ કરાવ્યો. ૩
બળ તેજી બહાદુરી દેખી, રાવણ તેથી જાગ્યો;
માર માર સૌ માર કરે પણ દાવ એક નવ આવ્યો.
ઉપરા ઉપરી કર્યાં હુમલા, ઢગલો મરવા લાગ્યો;
કાંઈ ઉપાયન ચાલ્યો તેથી, રાયને કુહેવા ભાગ્યો. ૪
દંત કરડતો મૂછ મરડતો, લંગરી રાય રણ ફરતો;
શસ્ત્ર તણા પ્રહાર કરીને, રીપુ પ્રાણ વિણ કરતો.
ઠામ ઠામ તે હામ ધરીને, ભૂમી ચર્ણ ધુમ ધરતો;
જ્યાં પહોંચે ત્યાં નખોદ વાળે, શમના પુંજજ કરતો. ૫
રીસ ચડી ચાહી ગઈ ત્યારે, જયચંદ્રને તે વારે;
કિલકિલ્લાની તોપ ચલાવા, હુકમ આપિયો ત્યારે.
મહા અવાજ છે જેનો ભારી, દુઃખ કરતા છે ભારે;
નખોદ કાઢે લાખોના તે, અનેક જીવને મારે. ૬

ભરી જોરથી અરી ફોડવા, દાગી પણ નવ છૂટી;
ભક્ષ મહીષનો આપ્યો ત્યારે, કાન ચાટી ગઈ ચૂકી.
લંગરી રાય માતાનો ભારે, પાળક વ્રત અખૂટી;
તોપ રૂપ માતાનું તેથી, સાતે વજ્ર નવ ફૂટી. ૭
સાત મહીષ જ્યાં ચડ્યા ભોગના, ત્યારે તો તે છુટી;
ભનનન કરતો આવ્યો ગોળો, સેના તો ત્યાં તુટી.
પડ્યો બહાદુરી લંગરી રાય જ્યાં, કાંઈ ન ચાલી બુટી;
રોસ ચડી યુદ્ધાઓને ત્યાં, નદી લોહી વછુટી. ૮
સાંજ સુધી આ થઇ ઝપાઝપ, કોઈ હઠ્યું નહિ જ્યારે;
કોણ કોણના સ્વાર લડે છે, ખબર પડી નહિ ત્યારે.
સાંજ પડી સંધ્યા ખીલી રહી, સૂર્ય આથમ્યો જ્યારે;
પોતપોતાની છાવણી માંહી, આવવા લાગ્યા ત્યારે. ૯

કન્હ—શત્રુના દેશમાં આવાં માંગળિત ચિન્હ ક્યાંથી મેળવ્યાં! કપાળે તિલક અને કરની અંદર મિંઢળ ક્યાંથી મેળવ્યું! સર્વોત્તમ વરરાજાની પદવી કોને ત્યાં પામ્યા.? અને મહારાજા! આપની નવી થએલી રાણીને નહિ બોલાવી લાવવાનું શું કારણ? આપના પ્રફુલ્લિત મુખડાના દર્શનિય સરદારો આપ વિણ જળ વિણ મીનની માફક તરફડતા હતા.

પૃથિરાજ—     હોરી.

ધર્મ, અર્થ, ભોગમાં શોભે, યુદ્ધે ન શોભે નાર. ટેક.
જે કાર્ય અર્થે આવ્યા આપણ અહીં, તે પાર ઉતર્યું નિરધાર;
સંયોગતાની સાથે વર્યો છું. ગાંધર્વ લગ્ન વિધિ વાર. ધર્મ.
તેરે કારણ હું સાથે લાવ્યો નહિ, હવે જશે નવ એ નાર;
આપણી થઇ છે સાચા સ્નેહથી, લઇશું તેને કોઈ વાર. ધર્મ.

આપ જેવા વડીલોની સત્ કૃપાથી મારા શુભ કર્તવ્યમાં પાર પડ્યો છું. કન્યાનું હરણ નહિ કરતાં ગાંધર્વ લગ્નથી સ્નેહગાંઠ બાંધી હમેશની તેને મારી કરી છે. ખચિત તે હવે ક્યાંહી જવાની નથી. વળી તે યુદ્ધાવસરમાં પ્રતિરોધ કારક હોવાથી અહિં નહિ

ક્ષાત્રવા સુકૃત ધાર્યું. અવરે સમયે તેની ખબર લઇશું. હાલ આપણી પાસે સૈન્યની સહાય પણ પુરતી નથી.

કન્હ—

(અરે બાવા તું લે ભિક્ષા લઇને મારગે તારે જા.) એ રાગ.

જરા ચિંતા કરો ન તમો, સદા સહાય આપની કરીએ અમો;
ઠરીછે આપ તણી નારી, રહી અહીં તલફસે બીચારી;
જશે તો લાજ જગતમાં જે, પૃથુ નાર લઈ શકયો નવ એ;
જયચંદ્ર સાથ લડશું અમો, દીલ્લી પહોંચી જશો ત્યાં તમો.

જે કાર્યાર્થે આપણે આવેલા તેમાં શાસ્ત્રનો બાધ કાંઈ પણ નડતો નથી.

પૃથિરાજ—સઘળાઓનું કહેવું ઘટીત તો છે પણ જે સદાની મારી થઇછે તે અન્યથી કેમ વરે?

કન્હ—ફરી ફરીને આવો વખત મળવાનો નથી. માટે મળેલા દાવ સફળ કરવાનો ચુકવો નહીં જોઇએ.

પૃથિરાજ—આપની અનુમત સિવાય હું કાંઈ કરતો નથી. મારી કીર્તિ વધી ઘટી એ આપનીજ છે; માટે આપની ઇચ્છા પ્રમાણે કરો, મારી ખુશી છે.

કન્હ—ત્યારે આપણે આપણો દાવ સફળ કરવાનોજ વિચાર રાખો.

પૃથિરાજ—આપની ઇચ્છા એવીજ છે ત્યારે સઘળા રાત્રી સમયે તેનું હરણ કરવું. હું પણ તે રાત્રીએ મળવાનો કોલ આપી આવ્યોછું.

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—સંયોગતાનું સયનગૃહ.

સંયોગતા, કર્ણાટકી દાશી ને પાછળથી પૃથિરાજનો પ્રવેશ.

સંયોગતા—બેન કર્ણાટકી! જુઈ જાઈ અને ચંપા ચંબેલીથી આજે તો સેજપલંગ સારો સંવારેલો છે. આ ડોલરના હાર ગુંથ-

વામાં પણ કાંઈ મણાજ રહી નથી. આ માલતી વીગેરેનાં પુષ્પ મારી વેણી ગુંથન બાદ કામમાં લાવવાનાં છે.

**કર્ણાટકી**—જ્યારે પ્રાણપતિ મહોલે પધારવાના છે, ત્યારે પોતાની કળા કેમ છૂપાવવી જોઇએ. ?

**સંયોગતા**—અને બેન તે છૂપાવવી પણ કોને કાજ ?

**દાસી**—બાઈસાહેબ, આપના પ્રાણપતીને ભેટ કરવા સારૂ આ પુષ્પની ચાદર મેં ગુંથી છે.

**સંયોગતા**—સ્વામીનાથને તો ખરે આજે રંજિત કરી નાખવાના ! શું તારી કારીગરીમાં પણ કાંઈ પાર છે ?

**દાસી**—બાઈસાહેબ, એ સઘળા આપનાજ પ્રતાપ. આપની પાસે રહીને કળામાં પ્રવિણ થએલી એટલે મણા શાનીજ રહે.

**સંયોગતા**—પ્રાણપતિની પરોણાગત સાધનતો સર્વોત્તમછે હો. પહેલો પહોર વીતવા આવ્યો છે. શરદપુનમનો ચંદ્રમા ગગનમાં ચડી પૂર્ણ પ્રકાશમાન થયો છે એટલે સ્વામીનાથના પધારવાનો સમય નજદીક આવ્યો સમજો. માટે કેશર અર્ગજા અને ચંદન લેપન તથા અતર ગુલાબ અને પાન પટીઓ તૈયાર રાખ.

**દાસી**—બાઈસાહેબ, સવકાંઈ તૈયારજ છે.

**સંયોગતા**—બહેન કર્ણાટકી ? અર્ધ રાત્રી વીતવા આવી છતાં સ્વામીનાથ કેમ પધાર્યા નહી હોય ? શું મારા ઉછળતા ઘાટા સ્નેહને વીસરી ગયા હશે ?

**કર્ણાટકી**—એવું તે બને, કાંઈ બાઈ આપનેજ માટે હજારો સંકટો વેઠી અહી આવેલા તે તમને કેમ વીસરે.

**સંયોગતા**—( વિલંબ થયાથી નીરાશ જેવી બનીને )

( હમકુ છાંડ ચલે બન માધુ )—એ રાગ.

વાલા વેગેથી આપ પધારો, આવી ઉદાસી મટાડો તમેરે;    ટેક.
કોલ દીધોછે આવવા રાત્રે, અરધી રાત્રી વહી ગઈ છે રે,
વાટ જોઈ જોઈ અધીરી બની ગઈ, તમવિણ હૃદયું સાંસભરેરે. વાલા.
સોળ સંગાર મેં હેતે સજ્યાછે, વાલાજી રંગથી રીઝવવા રે;
એદ થકી મુજ હૈયું ભરાયું, દિલ લાગ્યુંછે ખીજવવા રે.    વાલા.

પ્યારા મે'ર કરી મુજ ઉપરે, સત્વર દાસીને ઉગારવા રે;
વાલમ વે'લા પધારો હમણાં, દાસીને દુઃખથી છોડવવા રે. વાલા.

( તેવામાં પૃથિરાજ અષ્ટ સામતથી પ્રવેશ કરેછે અને સંયોગતા સત્કાર પૂર્વક આવી સમક્ષ ઉભી રહેછે ).

પૃથિરાજ— આશાગોડી.

આવી પહોંચ્યોછું પ્યારી ધીરજ ધર આવી પહોંચ્યોછું પ્યારી. ટેક.
પ્રાણથી તુજને અધિક લેખું, કરવા આવ્યોછું મારી. ધીરજ૦
અધીરી આવડી કેમ બનીગઈ, આશ મૂકીને તું મારી. ધીરજ૦
પ્રેમ છે તારો મુજ પર જેવો, એવી વા'લી તું છો પ્યારી. ધીરજ૦
આજે લઇ જઈ મેલાણમાં મારે, વીતાવવો રાત સારી. ધીરજ૦
માટે સત્વર તૈયાર થઇજા, આવવા સાથેજ મારી. ધીરજ૦

કેમ પ્રિયે! આજે નીમાણી પડી જઈ મારા હર્ષમાં હીણતા કેમ કરેછે? શું હું તારા સંકટનું કારણરૂપ બનેલો છું તેથી કાંઈ મન દુખિત થએલું છે?

મુલતાની કુમરી.

સંયોગતા—

( જનમો જનમ ગુન માનુગી તેરો સૈયાં )—એ રાગ.

તનમન તમને અરપણ કીધું આ,
છતાં હું દુઃખમાં કેમ રહું સ્વામી;
દઇને દીલાસો આપ ગયાતા,
રાત્રી મધ્યે નકી આવું હું સ્વામી. તન૦
જ્યમ જ્યમ વાલમ રાત વીતી જતી,
ત્યમ ત્યમ દુખમાં દમું હું સ્વામી. તનમન તમ૦
વાટ જોઈ જોઈ અધીરી બની અતી,
મુજ દિલમાં નવ ગમું હું સ્વામી. તનમન તમ૦
આપે કહ્યું હતું આવીશ હું પ્રિયા,
સમુખ સમક્ષ ન ભમું હું સ્વામી. તનમન તમ૦

પ્રાણનાથ આપ મહોલે પધારો દાસીને શોભા આપો. સરદારીના સત્કારનું કામ કર્ણાટકીને સોંપ્યુંછું. આપ જાણોછો કે આ

અબળા પાછી સ્વ અવાસમાં નીવાસ કેવી રીતે કરવા પામશે. ?

પૃથિરાજ—

(પટ ઘુંઘટનો ખોલ તું, ઘુંઘટે મુજ મન વશ્યું)—એ રાગ.

ચાલ સાથે મારી તું આવવા જરૂર હવે નહિ;
દિલ લગાડ દિલ્લી તરફ જવું પ્રેમથી તો ત્યાં સહી. ચાલ.
કનોજને છેલા હવે, મેળાપ દાખલ તો ખરે;
મળી દાસીને છેલી હવે, ચાલ સ્થાન મારૂંછે જહી. ચાલ.

સંયોગતા—

(આજ કાનો મોહીલીનો, બંસરી બજાયજા).—એ રાગ.

તાત તર્ફનો વિચાર આપે તો કર્યો નથી;
આપે તો કર્યો નથી, સૈન્ય સામટું દીઠું નથી. ટેક.
હુંછું આપની ખરી, જરા ન પ્યારા ભેદ છે;
હુકમ સ્વામી હોય તે, ન વાર છે બજાવતાં. તાત તર્ફ૦

સ્વામીનાથ ! મારૂં હરણ કરવાની પેહેલાં આપને ઘણુંજ વિચારવાનું છે. મારા પીતાનું સૈન્ય, તેની સમૃદ્ધિ તેની લક્ષ્મી, કીર્તિ અને તે સાથે તાકાતનો પણ ખ્યાલ કરો. દશ દિગપાળને ડોલવી નાંખે એવું એંસી લાખનું સૈન્ય ચડેછે ત્યારે પૃથ્વિ ચલાયમાન થાય છે. સૂર્ય ઝાંખો પડેછે અને શેષથી પણ તેનો ભાર સહન થતો નથી. તેવા અનેક ઉતપાત થાયછે. બળ અને પરાક્રમ તો અવધી છે. વખતે આપ નાશી ભાગી દીલ્લી પહોંચશો, પણ સદાને માટે તમો મારૂં તથા તમો પોતાનું સંરક્ષણ કરવા શક્તિવાન છો ? અતુલ પરાક્રમી એંશી લાખનું સૈન્ય જેમની સામને થયુંછે તેમનો વિનાશ થયો છે.

અષ્ટસરદારો—(બધા સાથેજ જોસબંધ)

ભોપાલી કલ્યાણ તાલ દાદરો.

(શ્રી જગત્પતી, પ્રભુ આપ સુમતી)—એ રાગ.

ભાઈ જરા તમો, ફિકર નહિ કરો;
ડરો ન પીતા આપથી, ખુશી હ્રદે ધરો. ટેક.
એંસી લાખ કટક પીતાનું, બતાવો નહીં;
અમ જેવા યુદ્ધાની આગળ લેખામાં નહીં. ભાઈ જરા.

એ સઘળાં જે આપ બતાવો, મોંઢાં રૂપ અપાર;
હામ કરી હિમતે આવે નવ, લડવા રણ મોઝાર. બાઈ.
સિંહ દેખી જેમ શિઆળ નાસે, એવા લેખો આપ;
ગાડરીઆ પ્રવાહનું લશ્કર, દુઃખકર્તાની છાપ. બાઈ.
સત્યવક્તા આ સૈન્ય સઘળું, બહાદુરી અતુલ્ય;
બોલે તેવું પાળે સઘળા, શુર ગુણે અમુલ્ય. બાઈ.
ભમરને જેમ કમળ ગ્રહેછે, તેમ કરશું સંભાળ;
આંચ ન આવે નર નારીને, અમની જ્યાં રખવાળ. બાઈ.

પૃથિરાજ— રાગ બેહાગ.

(મૃગલોચની ગજ ગામીની હે કામની સુંદર)—એ રાગ.
સુખ સાધની હે ભામની, તું ચાલ પ્યારી ચાલ;
ન આંચ આવે અન્યથી, એવી ખરી સંભાળ. ટેક.
મળી કરી છેલી હવે, મૃગલોચની હે પ્રાણ;
વીતે વખત સારૂં નહીં, એ ધ્યાનમાં તું આણ. સુખ૦

પ્રિયા! એમાં કાંઈ સોચવાનું નથી. શું શહસ્ત્ર સસલાંઓથી એક સિંહ બચ્ચું ડરવાનું? જ્યારથી કેશરી બચ્ચું પેદા થાયછે ત્યારથીજ હાથી સરખા ઉન્મત્ પ્રાણીના ગંડસ્થળ પર તલપ મારવા ચૂકતું નથી. માટે હું જેવા અડગ અને અનમિ પૃથિરાજ સિવાય તારૂં રક્ષણ કરવા કોણ લાયક છે.

સંયોગતા—(સખીઓ પ્રતી હળેમળે છે. અને ઉદાસ થાયછે)

પદ.

રાજ બાગમાં જઈએ, ચાલોરે બેનો રાજ બાગમાં. એ-રાગ.
માફ કરજો બેની બન્યો હોય, ગુન્હો માફ કરજો બેની. ટેક.
તમની કૃપાથી પાર પડી હું, ઓશીંગણ છું હું તેની. બન્યો.
છેલે છેલી આ મળું છું તમને, સહાય સદા જેની. બન્યો.
માત પીતાને શાંતપણાથી, સમજાવજો બેની. બન્યો.
બાળ બુદ્ધિથી કાંઈ બન્યું હોય, ક્ષમા કરજો તેની. બન્યો.

સંયોગતા તથા દાસીઓ ગળગળીત થઈ જાયછે. પૃથિરાજ

સંયોગતાનો હાથ સાહી લઈ જાયછે અને દાસીઓ ગમગમીમાં સ્થંભ બની રહેછે.

(પડદો પડેછે).

# પ્રવેશ ૫ મો.

સ્થળ—પૃથિરાજની છાવણીનો એક તંબુ.

પૃથિરાજ અને સંયોગતા બેઠાં છે.

ગરબી.

સંયોગતા—

(લાવો લાવો કાગળીઓને દોત કે લખીએ હરીને રે.) એ રાગ.

પૂર્ણ ઇચ્છા થઇછે મહારાજ, પતિ તમને પામી રે;
સ્વામી સ્વામી હું ઝંખતી નિત્ય, બનીને કામી રે.
કીધાં મોળાં કૃત્ય અનેક, ટેક ધરી ઝાઓ રે,
કરતી સદા સ્તુતિ સર્જનાર કને સહાય થાજો રે.
નિત્ય ટળવળતી તમ માટ, બનીને ઉદાસી રે;
જેવી હતી ઉદાસી હમેશ, તેવી ખુશી ખાશી રે.
બની બંધન કારણ આપ, પૂરે કેદખાને રે;
જેથી પ્રસરીતી વાતો અનેક, ફરી ઘણે કાને રે.
કીધો સાચો સ્વામી તમે પ્યાર, ઉગારીછે દાસી રે;
નહીંતો જગ મધ્ય મારી લોક, કરત બહુ હાંસી રે.
બન્યાં ખરાં શત્રુતો માબાપ, મારા આતે ભવમાં રે;
સારા લખીઆ વિધાત્રીએ લેખ, પડી નહી દવમાં રે.
કરી સાર મારી તમે શ્યામ, શ્યામાને ઉગારી રે;
તનમન અરપણ તમને છે નાથ, સદા છું આભારીરે.

પૃથિરાજ— આશાવળી.

(નાથ કયસે ગજકો બંધ છુડાયો.) એ રાગ.

અરે પ્રિયા તુજ તનની છબી ન્યારી, ભાળી ભ્રમીત થયોછું હું ભારી.ટેક

સંકટ સહી સહી સુખ વીસર્યું અતી, તુજ કારણ બલીહારી;
નિંદ્રાવશ નવ સુખથી થયો હું, સરદારને ફોજ મારી. અરે૦
તુજ કારણ મેં વેશ બદલીઓ, પદ્વી રાજ્યાધિકારી;
લેખવતો નવ દુઃખનું વાદળ, ચોપાસ મારી જે ભારી. અરે૦
તુજ પીતાને સપાટે સપડાયો, તે પણ કારણ તારી;
બાલુકને પણ માર્યો મેં પ્રિયા, સેના કપાણી ત્યાં સારી. અરે૦
તનમન તેં મને અરપણ કીધું, તો કરી રાખું સદા મારી;
છબી જોઇને મોહિત થયો તેથી, અધિક થયો લુબધકારી. અરે૦
અર્ધાંગના તું મારી થઇછે, તુજ મુજ તન એકાકારી;
એક એકથી જુદાઈ ન જાણું, નકી લેખ પ્રાણ પ્યારી. અરે૦
તુજ પર સંકટ ખુબ પડ્યાં પણ, તુએ ન વિસરી નારી;
હારી નહિ હઠ મૂકી જરા નવ, વાત બનાવી તેં તારી. અરે૦
માબાપને તું કડવી બની, વળી જગમાં બની રૂશવાઇ;
લાગણી તારી સત્ય હતીતો, પાર ઉતારી મોરારી. અરે૦
લેખુંછું તુજને આંખની કીકી, તું અધિક કોન પ્યારી;
તુજ મુજમાં જીવ એક લેખુંછું, તું મને પ્રાણથી પ્યારી. અરે૦

## ચંદ બારોટનો પ્રવેશ.

(ચંદ પ્રત્યે) બારોટજી ! જયચંદ્રને જાહેર કરો કે દિલ્હીપતી પૃથિરાજે તારો અશ્વમેધ તો ભંગ કર્યો પણ કન્યાનુંએ હરણ કર્યું છે.

ચંદ—મહારાજ અભિમાન લાવી પોતાના બળ ઉપર અધિક વિશ્વાસ નહિ રાખવો જોઇએ. આપણે આપણું કાર્ય સિદ્ધ કર્યું તો તેને લઈ એકદમ દીલ્હી તરફ કૂચ કરી જવી જોઇએ. પણ અહંકારી બની બળતામાં ઘી હોમી કોપ રૂપ જ્વાળા ન પ્રગટાવો.

**પૃથિરાજ**—નહિ, નહિ, હવે તે શું કરી શકનાર છે. બળતામાં ઘી હોમી ખુશીથી જયચંદ્રરૂપ જ્વાળા પ્રગટ કરો.

(ચંદ બારોટ જાયછે.)

**૧ સરદાર**—( પ્રવેશ કરીને )

**આશાવરી–મસનવી.**

(અરે લાલદેવ ઇસ તરફ જલ્દ આ) એ રાગ.

અરે મહારાજાજી સત્વર હવે,
નસાય તેમ નાસો પ્યારી લઈ અરે.
થઈ જાણ જયચંદ્રને આ બીના,
તેથી ઉલટી આવેછે તેની સેના.
કરેછે બચાવ સર્વ થઈ સરદાર,
મળ્યો વખ્ત આપને થાઓ તૈયાર.

( પૃથિરાજ તથા સંયોગતા જાયછે. જયચંદ્રના લશ્કરની સામને પૃથિરાજનું લશ્કર લડતું લડતું દીલ્લી તરફ હઠેછે. પૃથિરાજના એક પછી એક સરદાર માર્યા જતાં દીલ્લી દરવાજે પૃથિરાજ તથા સંયોગતા સંયોગ થતા જયચંદ્રની દ્રષ્ટીએ પડેછે તેથી અધિક કોપાયમાન બનેછે )

**જયચંદ્ર**—અરે દુષ્ટ ! કન્યાનું હરણ કરી એક ચોરની માફક શું નાસેછે. તારાં શુર અને પરાક્રમ ક્યાં જતાં રહ્યાં. અરે અધમ પાપી તું હવે બચવાનો નથી. હાલ તું કન્યાનું હરણ કરી ગયોછે પણ જો કે હું તારા કેવા હાલ બનાવુંછું.

( રાણી જુન્હાઈનીનો પ્રવેશ. )

**રાણી**—પ્રાણનાથ ! દાસીની એક અરજ છે.

**જયચંદ્ર**—અરે પ્રિયા ! આવા વિકટ રણસંગ્રામમાં તું કેમ આવી.

**રાણી**—સ્વામીનાથ. પૃથિરાજ અશ્વમેધ યજ્ઞ ભંગ કરી સ્વયંવરમાં પણ કન્યાનું પણ હરણ કરી આપનો ગુન્હેગાર ઠર્યો છે. આપ દિલપર લેશો તો તેને દીલીમાં ઘેરી કેદ કરી શકશો. પણ સંયોગતાનું હિત હવે તેમ કરવાથી નથી.

**જયચંદ્ર**—પ્રિયા ! હમેશની તું મારા સલાહની ભાગીછો માટે આની અંદર શું કરવું તને દુરસ્ત લાગેછે ?

**રાણી**—આપણી સંયોગતા તેને ગાંધર્વ લગ્ન લિધિએ વરી ચુકીછે એટલે તે અવર સ્થળે આપવા યોગ્ય રહી નથી. માટે પૃથિરાજની સાથે સ્વહસ્તે વરાવી દીલ્લી શેહેર તેને દાયજામાં આપો. આથી બંને રાજ્ય સંયુક્ત થએલાં જણાશે અને તેથી દુશ્મન રૂપ આવતા જ્વાળને આડે એક પાળરૂપ થશે.

**જયચંદ્ર**—દીલ્લી તોડી કે ઘેરો ઘાલી પૃથિરાજને પકડવા શક્તિવાનછું. પણ જે શુભ કાર્ય મેં આદર્યા તેમાં ફળ ફૂલ અને ઘીની આહુતીઓને બદલે મારી આબરૂ લક્ષ્મીને હોમ હોમાઈ. હજારો મનુષ્ય વધ થઈ તેઓના રકતના પ્રવાહ વહ્યા. ફળ પ્રાપ્તીને અંતે કલહનું બી રોપાયું. હવે લાયક છે મને કે પૃથિરાજને કન્યા, દીલ્લી અને તેની પ્રજાત આપી દઈ પાછા વળવું. અને બહેતર છે કે હવે સલાહથી વર્તવું.—હે ! પરાક્રમી પૃથિરાજ—

( મુજે હય ચાહ તોય દરશનકી, દીલા દોગે તો ક્યા હોગા)એ રાગ.

ખુશીછું હું ઉપર તારી, વરાવું પુત્રી હું મારી; ટેક.
સદા તું શાંતતા ધરજે, કદી મન કલેશ નવ કરજે;
સદા સંપ જંપથી રહી તું, સદા પ્રેમાલ દીલ કરજે. ખુશીછું૦
થયાંછે યુદ્ધ બહુ ખારાં, મહા એ ક્રૂર નહિ સારાં;
વીસરી તું સદા દેજે, ખરી સંપતા અતી સેહેજે. ખુશીછું૦
વધારી પ્રેમ અન્યો અન્ય, કુસંપ તાતો ન કોઈ દિન;
પ્રમાણી જો તું પુત્રીહો, વધારીશ પ્યાર સરવેનો. ખુશીછું૦
દેઊં આશિષ પુત્રી કે, સદા સૌ ભાગ્યવંતી રહે;
સગામાં પ્યાર મેળવજે, વિનયતા તત્વ કેળવજે. ખુશીછું૦

**પૃથિરાજ તથા સંયોગતા**—( બંને સાથે ઉપકાર દાખલ કહેછે.)

(પાયો પાયો તે હારો યાર હો ચલ અમારી સંગ તું લેલી.)એ રાગ.

નામી નામી તમોને શિશ, હો ચર્ણે મસ્તક દીજીએ નામી; ટેક.
અમ ઉપર તમે મહા મે'ર કીધી, કર્યું જીવીત શુભ સુખકાર; હોચર્ણે.
દુખ દાવાનળ હતો આ પ્રગટ્યો, જેના હતા અનેક પ્રકાર; હોચર્ણે.

આપ ખુદીથી વર્યા હતા તેને, કીધાં બ્યાજબી નર નાર; હોચર્ણે.
કલેશ બધો તમે કાઢી નંખાવ્યો, કીધા અમને તમે જયકાર; હોચર્ણે.

(સર્વ સ્તુતિ કરેછે.)

આ અવસર કેમ સઘળા વીસરીએ, સદા શાંત પ્રભુ ઉપકારે; હોચર્ણે.
દિન દયાળ ને હે દીનબંધુ, કષ્ટ હરણ સદા હે કૃપાળ; હોચર્ણે.
દોલત તન મન અરપ્યાં તમને, થયા સદા સદા સહાયકાર; હોચર્ણે.

(પડદો પડેછે.)

સમાપ્ત.

## સર્વ પાત્રો શ્રોતાજનો સમક્ષ સમાપ્તી વેળા ગાય છે.

(વંદન કરીએ વિશ્વપતિ, જય જય પ્રભુ સુખ તું દે) એ રાગ.

નીરખ્યું સરવે સભાજનો, અથથી ઇતિ નાટક આ,
અથથી ઇતિ નાટક આ, અથથી ઇતિ નાટક આ;
નીરખ્યું સરવે સભાજનો, અથથી ઇતિ નાટક આ.
સુંદર મનહર સ્નેહિ નાટક, આતકમાં ભજ૦ પુંજ ભલું;
અલ્પ મતિ મહી રતિ જરી નવ, તોપણ કાર્ય સંપુંજ ખરૂં. નીરખ્યું૦
તરણાનો મેરૂજ બન્યો વળી, ગજને એમજ રેજ ખરૂં;
કનોજ નૃપતિ થકી તો, જણાય એવું ખરે ખરૂં. નીરખ્યું૦
દુહિતા ભલી ઠરી નહીં આથી, અંકુશ વીણતો એમ ગણું;
પતિ પ્યારનો પ્રેમ બતાવ્યો, વળતી સુખથી એ ઉચરૂં. નીરખ્યું૦
દાસીની ચાતુરી દેખી, અરસ પરસપર નૃપત્તિ;
બન્યો અન્ય વિવાદ વધારી, ગુપ્ત રહ્યાતા અતી અતી. નીરખ્યું૦
બહુ લડવાથી ફળ દેખી લો, પાયમાલનાં તો એમાં;
રતજ સ્ત્રી રૂપીનું વરવા, ગરવાં યુદ્ધ કહ્યાં જેમાં. નીરખ્યું૦
સ્ત્રી ચરીત્ર બતાવ્યું સઘળું, સંજોગતાથી ઓરત તણું;
જે ભોળા સજનોને આંખે, કળવાથી નવ જાય કળ્યું. નીરખ્યું૦
શુરવીરને શૃંગાર સારિક, રાગિકથી દૌલત વર્ણવ્યું;
સાર અસારે સજન લૈ સમજી, તન મન શ્રમથી જે કરીયું. નીરખ્યું૦
પ્રમ ધરીને હેમ એમથી, પધારજો સૌ શુભ સંસ્થાન;
મે'ર કરી આ ખેલ નીરખવા, પધારીઆ એ ઉત્તમ માન. નીરખ્યું૦
અવર સમે તકલીફજ લેશો, હેતે સહાય કરીને આમ;
પ્રણામ પ્રીત પ્રણામ પ્રીતે, કરીએ ખેલ છેલી પ્રણામ. નીરખ્યું૦



# સ્તુતી.

જય જય શંભુ સાક્ષાત; (૨)
માગું તે આપો તાત. ટેક.
બુદ્ધિના બળિયા જે,
શુદ્ધિવિણ ટળિયા છે;
એ અશુદ્ધ પણાથી કર જાગૃતિ, સત્વર તું દીન નાથ;
સહાય કારક થૈ સદા સ્નેહથી, સ્નેહાંકુર કર સાફ;
કર એવી સ્વદેશી જાત,
જય જય શંભુ સાક્ષાત.

સ્વદેશ હિત ચિંતકતા આપ,
શ્રેષ્ટ પણાનો જય દે સાફ.
એ જય થકી પણ સરસ વિજ્યું, નિર્વિઘ્ને દે દાન;
સાર્વભોમમાં ફરે આર્યનો, ધરી ધ્વજ ગુમાન;
એ શ્રેષ્ટતા દે તાત,
જય જય શંભુ સાક્ષાત.



# આશ્રયપત્રિકા.

## આગળથી આશ્રય આપનાર ગ્રાહકોનાં મુબારક નામ.

| | | |
|---|---|---|
| ૫૨ | મિત્ર દીવેશ્વર દયારામ..................... | પીપળીઆ. |
| ૧૦ | રા. રા. કલ્યાણસિંગ નવલસિંગ જ૦ પો૦ સુ૦ | પોરબંદર. |
| ૧૦ | ખાનશ્રી સુલતાન મહમદખાનજી.............. | જુનાગઢ. |
| ૫ | નૃસિંહપ્રસાદ પુસ્તકશાળા.................. | સદર. |
| ૫ | રા. રા. વકીલ જાદવજી વહાલજી........... | રાજકોટ. |
| ૪ | ખાનશ્રી મહમદખાનજી બાટવા ભાગદાર...... | બાટવા. |
| ૪ | ખાનશ્રી રહીમખાનજી ઉમરખાનજી............ | સદર. |
| ૨ | રા. શંકરપ્રસાદ જેશંકર...................... | ખડીઆ. |
| ૨ | પારેખ ગોવિંદજી નાનજી બુકસેલર........... | જુનાગઢ. |
| ૨ | રા. રા. મોહનલાલ ફુલશંકર.................. | સદર. |
| ૨ | રા. રા. મોહનલાલ દયાલજી.................. | કાનપૂર(પુરબ) |
| ૨ | મી. પ્રેમજી નાનજી............................ | મુંબાઈ. |

### એકેકી પ્રતના ગ્રાહકો.

રા. રા. પ્રાણશંકર કેશવજી; રા. રા. હીમતલાલ ડાકતર સાહેબ; વકીલ વજેશંકર; ભટ આત્મારામ પ્રેમજી; રા. નથુ બાપુજી; ગની હાસમ; ગંગારામ ભવાનીશંકર;મામદ હાજીગની; દાઉદ ગની; ઇસા કાસમ; અબ્દુલા હામદ; અલીભાઈ હસનભાઈ; ઇબ્રાહીમ મામદ; હાજી હબીબ હાજી સરીફ; હરખચંદ હીરજી; વસરામ કુરજી; રા. જીવરામ વિશ્વનાથ; રા. રા. તુલજાશંકર રેવાશંકર; અમીરખોખર કાયમખોખર; વાઘજી મેઘજી; દેવજી રવજી; ઠાકોર હનુસિંગ ભવાનીસિંગ; ઠાકોર જાલમસિંગ ભવાનીસિંગ; રા. રા. હરશંકર દુરગાશંકર; વિઠલદાસ મોતીચંદ; દેવચંદ કુરજી; માણેકચંદ નરસી; મે. કાયમ ખોખર આજમ ખોખર; મે. સરદારખાં હયાતખાં; રા. રા. ભૂપતરાય દયાળજી બુચ; રા. રા. આણંદલાલ દયાળજી બુચ; મહંતશ્રી શીવાઈગીરજી પુરૂષોત્તમગીરજી; રા.રા. બીહારીલાલ વંદ્રાવનદાસ; રા. રા. પુરૂષોત્તમરાય શીવપ્રસાદ; ઠાકોર

નથુસિંગ લાધાજી; સોની જુડા લાધા; વિપ્ર વાલજી ગોવિંદજી; શેઠ હંસરાજ લાધા; બાવા કલ્યાણદાસ ગંગારામ; વિપ્ર દયારામ મૂળશંકર; રા. રા- મંગળજી રેવાશંકર; મી. કરમચંદ ન્યાલચંદ; મી. ગોવરધનદાસ મોનજી; મી. કામેશ્વર જેરામ; મી. કલ્યાણરાય બ્રજદાસ; મે. જગનેશ્વર હરેશ્વર; રા. ગોવિંદજી વાલજી; ઠાકોર લાલસિંગ આણંદસિંગ; મે. શંકરલાલ અનોપરામ; રા. હરિદાસ ભીમજી; રા. ગોરધરલાલ દુલભજી; દ્વારકાદાસ દયાલજી; શામળજી પ્રાગજી; નાનજી પીતાંબર; રા. રા. હરશંકર દુરગાશંકર વૈદ; ઠ. દેવચંદ કુરજી; પા. માણેકચંદ મોહનજી; કંસારા માણેકચંદ નરસી; રા. રા. હરજીવન દેવસી; કરશનજી હીરજી; રા. રા. જેસુખલાલ અમરજી; રા. રા. ગાંગજી રામજી; રા. રા. શીવરામ લાલજી; વકીલ ધનજી બેચર; ભટ મહાસુખરામ અમરજી; શામજી દયારામ; હાસમ આમદ; રા. રા. આણંદજી વાલજી; પ. દેવજી રૂડા; જુસફ શકુર; ઉમર આકુબ; જીવા જેઠા; સાહેબખાં ખાલેદાતખાં; રા. મૂળજી નારણ સોઢા; રા. વલભજી હીરજી; શેઠ કાસમ પ્રેમજી; ભટ જાદવજી દલપતરામ; વિપ્ર મૂળજી લવજી; ઇસમાલમીયાં જુસફમીયાં; હોકર દેવજી ગાંધી; રા. શગલાલ અંબારામ; રા. રા. જગજીવન દેવશંકર; શેઠ ફુલચંદ પુંજા ડોસી; રા. રા. અનોપરામ સેવકરામ; મે. જેઠાલાલ અનોપરામ; રા. રા. ત્રીભુવન નથુ વકીલ; રા. રા. મણીશંકર રાઘવજી; ભટ દોલતરામ મંગળજી; ઠ. ત્રીભોવન કાહાનજી; રા. રા. પોપટ જીવરાજ; મહંત શંભુગરજી રેવાગરજી; રા. રા. બળવંતરાય હરિશંકર ન્યાયાધીશ; રા રા. શામજી જેરામ; મીયાંસાહેબ હસનઅલીમીયાં-રજીસ્ટર દફતરી, અબ્દુલહમીદ દાદામીયાં.

—✥—

# विनतिपत्र.

# यथा नामःतथा गुणः

## माधवानळ भाषांत्तर.

### एक असरकारक खरी रमुजी वारता.

એક સંસારિક અને ધાર્મિક નામાભિધાનવાળું માધવાનળ નામનું અત્યુત્તમ પુસ્તક સંસ્કૃતમાં હોવાથી તેનો અમુલ્ય લાભ આપણા આર્ય ભ્રાતૃગણો લઈ શકતા નથી. વળી મૂળે આ ગ્રંથમાં રચનારની ખુબીથી વિશેષ માધવની રસિકચાતુર્યતા, આપત્તિ સમયમાં તેની સ્નેહિક ધૈર્યતા, ઉપરાંત અડગ અને અનમીગહન પંડિતાઈ દાખવવા મહાન વિક્રમની પંડિતોની સભામાં તેણે વિદ્યા વાદમાં મેળવેલી નિપુણતા વિગેરે વિગેરે સ્નેહિક, ધાર્મિક અને સંસારી માર્મિક ભેદથી ૧૨૫ મૂળ श्लोकार्थ સહિતનો તરજુમો મારા તરફથી થોડી મુદતમાં બહાર પડશે. આગળથી આશ્રય આપનાર સજ્જનોની નામાભિધાનાવળીની ટીપ દાખલ થશે. પ્રથમ ઉત્તેજનિક ગ્રહસ્થ પાસેથી આઠ અને પાછળથી બાર આના રાખવા ઠરાવ કર્યોછે. પોષ્ટેજ જુદું પડશે. આશા છે કે વિદ્વજનો અને સત્ પુરૂષો તરફથી, આ ઉગતા અંકુરને આશ્રય મળશેજ-(રામાશ્વમેધ અને પાંડવાંશ્વમેધનું ભાષાંતર પણ બહાર પાડવામાં આવશે.)

ભટ આત્મારામ પ્રેમજી મેહેતા.

બાટવા-સૌરાષ્ટ્ર.



# જાહેર ખબર.

આ પુસ્તક નીચે લખેલી જગ્યાએથી રોકડી કિંમતે મળશે. મંગાવનારને પોસ્ટેજ જુદું પડશે.

મુંબાઈ—શેઠ જહાંગીરજી બેજનજી કરાણી. પારસી બજાર સ્ટ્રીટકોટ મુંબઈ.

અમદાવાદ—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી પાસેથી.

,, યુનાઇટેડ પ્રીન્ટીંગ પ્રેસના મેનેજર પાસેથી

,, બુકસેલર કસ્તુર વીરચંદ-વખંદાની હવેલી સામે.

જુનાગઢ—પારેખ મોતીદજી નાનજી બુકસેલર-બજાર.

સામટી ચોપડીઓ મંગાવનારને સેંકડે દશાંશ કમીશન આપવામાં આવશે. સામટી મંગાવનારે કર્તાને પોસ્ટપેડ કાગળથી ખુલાસો પુછવો.